# બ્રહ્મભટ્ટ સુધારા સંગ્રહ પોથી.

## ચરોત્તર બ્રહ્મભટ્ટ (બારોટ) જ્ઞાતિહિતવર્ધક
## પ્રથમ ગોળ.

(ગોળના મહા પંચની આજ્ઞાથી રચી મંજુર કરાવી,
તથા સંશોધન કરી,)–

છપાવી પ્રસિદ્ધકર્તા :—
મહા મંત્રી :—
બ્રહ્મભટ્ટ લલ્લુભાઇ મોતીભાઇ માસ્તર (નાપાખડકી)
ચ. બ્ર. પ્ર. ગોળ.

અમદાવાદ પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

પ્રત ૫૦૦ ] —: મૂલ્ય અમૂલ્ય :— [ આવૃતિ ૧ લી.

## —: विषय :—

સ્તવન, ભદ્રોત્પત્તિ, કન્યાવિક્રય, સત્ય, કન્યાદાનના પ્રકાર ખર્ચ કમી થવા નિયમ, બંધારણ, કાર્યવાહક મંડળ, વહીવટ, ફંડ અને સન્વૈયુ તથા વ્યવસ્થા, ગોળના ઉદ્દેશો, પૂર્વજો અને તેમની પ્રસાદી, તથા વિજ્ઞપ્તિ અને કાવ્ય, બોધ વિગેરે, વિગેરે.

## સુચના.

સર્વે બ્ર. બંધુઓ? આ સાથે જે જે વિષયો બહાર પાડવામા આવ્યા છે; તે તે સઘળા તાકીદે તૈયાર કરેલા હોવાથી તથા બીજીવારના પ્રુફ સુધારવા વખત નહિ મળવાથી તેમા કંઇ દોષ જણાય તો સુધારી વાચી લેશો, અને ગુણગ્રાહક થશો. વળી ગોળ સંબંધી વધુ માહીતી મેળવવી હોય તેમણે, પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી વિગેરેને પૂછવાથી યોગ્ય ખુલાસો મળશે. (જુઓ પાને ૨૬ મે.) તા. ૨૩-૧૨-૨૫

## શ્રી. ચ. બ્ર. ગોળનાં ૭+૪ મળી પ્ર૦નાં અગિયાર ગામ:—

દોહરાની રાહ.

નાપા, ઝારોળા, રામોલને; ચોથું ચાગા ગામ;
પાચમુ સોજીત્રા વળી: મેળાવ, દાવોલ નામ.
ભાટીએલ, ફાગણી બેય છે; ત્રીજુ વટાય ગામ,
ચોથું નિસરાયા મળી, પુગ અગિયારે ધામ.
સત્ય સુધારા પાળજો? અન્ય ન ગનશો દોષ,
બ્રહ્મભટ્ટ શાણા જાગજો, ધારીને મન હોશ
કે, લલ્લુ આબાદી વાંધજો, હોજો પ્રભુની મે'ર.
સરસ્વતિ આશ પુરણ કરો; થાઓ લીલા લે'ર.

## —: આભાર સાથે અર્પણ. :—

શ્રી ચ૦ બ્ર૦ પ્ર૦ ગોળના મહા પંચે મને જ્ઞાતિ ગંગાની કિંચિત સેવા બજાવવાનો અમૂલ્ય અવસર આપ્યો; જે જે વિચારો મારા મનમા ઘણા વખતથી ઘોળાયા કરતા હતા તે બહાર કાઢવાનો સુયોગ પ્રાપ્ત થયો, જાણી મેં મારી અલ્પ મતિ પ્રમાણે મારા વિચારો આ લઘુ પુસ્તક દ્વારા આપ ભાઈઓના હસ્તકમળમા રજુ કરવા યત્ન કર્યો છે. તેની સફળતાનો આધાર આપનાજ હાથમા છે. સુધારા પાળવાનું ઇશ્વર આપને ધૈર્ય આપો, અને આપણી શુભ આશાઓ પૂર્ણ થાઓ, વળી **વડતાલ** મુકામે **પંચ** ભેગું થયુ ત્યારે **સ્વામી નારાયણની ગાદીના હાલના આચાર્ય શ્રીએ જે શુભ આશિર્વાદ આપ્યો છે,** તે ફળીભૂત થાઓ? આ શુભાશિષ સાથે આપનો તથા મહાન વિભુનો અત્યંત આભાર માનું છુ અને આ "પોથી" આપનેજ સહર્ષ અર્પણ કરૂં છુ અસ્તુ, ઓમ્. શાન્તિ, શાન્તિ શાન્તિ.!!! તા. ૨૫-૧૨-૨૫

સેવક બ્ર૦ લ-મો૦

# -: બ્રહ્મભટ્ટ સુધારા સંગ્રહ પોથી :-

ચરોત્તર બ્રહ્મભટ્ટ (બારોટ) જ્ઞાતિ હિત વર્ધક

પ્રથમ ગોળ.

**तीर्थेभ्योधिका गंगा गंगाया अधिका गया ।**

**गयाया अधिका ज्ञाति ज्ञाति गंगे नमो स्तुते ॥**

અર્થાત્:—" સકલ તિર્થોમાં ગંગા નદીના કિનારા પર આવેલા તિર્થો અધીક મહત્વ વાળા છે; અને તેમા ગયા તિર્થ સૌથી વધારે મહત્વ વાળુ છે તે કરતાં પણ **જ્ઞાતિ ગંગા** સર્વ શ્રેષ્ટ ક્ષેત્ર છે માટે હે ! **જ્ઞાતિ** ગંગે ? તને નમસ્કાર છે, "—હો ?

વિક્રમ, માગસર—૧૯૮૨. ॥ 卐 ॥ ઈ૦ સ૦ ડિસેમ્બર—૧૯૨૫.

## ॥ ओरुम् ॥

" હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયગનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી. વળતી લેવું નામ જોને; ૧
સુત વિત દાગ શીશ સમરપે તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડયા મરજીવા જોને; ૨
મરણ આગમે તે ભરે મૂઠી દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુએ તમાશો તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને; ૪
માથા સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા મૂકી મનનો મેલ જોને. ૫
હરિ અમલમા ગતા માતા પૂગ પ્રેમી પરખે જોને;
**પ્રીતમના** સ્વામીની લીલા, રજની દન દેખે જોને. " ૬

બ્ર૦ કવિ૦ પ્રીતમ

## " સરસ્વતીની પ્રાર્થના. "

( શા. વિ. છંદ. )

હે દેવી ! જગદીશ્વરી જગતની માતા વિધાતા વળી,
શરણાગત પ્રતિ પાલિની સરસ્વતી વંદુ તુને લળી લળી;
વિદ્યા દેવી વીણા વતી વિજયીની જે હંસ વિરાજતી,
બ્રહ્મા પુત્રી કૃપાવતી ભગવતી આપો સદા શુભમતિ.
" જોશી. "

—: स्तुति :—

" गुरु ब्रह्मा गुरु विष्णु गुरु देव महेश्वर ।
गुरुर्साक्षात् परब्रह्म तस्मै श्री गुरुवे नमः ॥१॥
त्वमेव माताच पितात्वमेव त्वमेव बंधुच सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥२॥
जगत कर्तुम् जगद्दापि जिवानाम् परिपालक ।
ईश रक्षत्व भक्तान् सर्व साक्षी नमोस्तुते ॥ ३ ॥

**नमो रस्त्वन्ताय सहस्त्र मूर्तये सहस्त्र पादाक्षिशीरोरुबाहवे सहस्त्र नामने पुरुषाय शाश्वते सहस्त्रकोटियुगधारीणेनमः**

**અર્થાત**:—હે, ઇશ્વર તું બધામા છે અને બધું તારૂ છે. એવો, જે, તું, ગુરુનો ગુરુ, સ્વયંભુ તને અમારા હજારો, લાખો, વાર, નમસ્કાર હો ?

# भट्टोत्पत्ति.

સ્કંધ પુરાણના બ્રહ્મખંડને વિષે લખેલી હકિકત ઉપરથી આ બાબત લીધી છે. તેનો સાર નીચે પ્રમાણે છે.

બ્રહ્માએ જ્યારે યજ્ઞ કર્યો તે વખતે તે યજ્ઞમાથી એક તેજસ્વી પુરુષ ઉત્પન્ન થયો. આ પુરુષે બ્રહ્માની ઘણી સ્તુતિ કરી અને બ્રહ્માના યજ્ઞમાથી ઉત્પન્ન થયો માટે બ્રહ્માએ તેમનું નામ બ્રહ્મરાવ પાડયુ બ્રહ્માની સ્તુતિ કરવાથી બ્રહ્મરાવ વરદાન પામ્યા. અને તે વરદાનથી સરસ્વતિએ તેમને ખોળે લીધા. અને જીભ્હાએ વાસ કીધો તેથી આજે પણ તેમના વંશો (આપણે) દેવી પુત્રથી પ્રસિદ્ધ છીએ. આ વરદાન પામ્યા પછી બ્રહ્માએ બ્રહ્મરાવનું વેદશીર રૂષિની પુત્રી વિદ્યા સાથે લગ્ન કરાવ્યુ આ લગ્નથી ત્રણ પુત્રો ઉત્પન્ન થયા જેઓનાં નામ સુત, માગધ અને બંદિ છે. બ્રહ્મરાવે સોમ સુત નામનો યજ્ઞ કર્યો હતો તે વખતે પ્રથમ પુત્ર સુતજીનો જન્મ થયો હતો, માટે તેમનું નામ સુત રાખ્યુ અને બ્રહ્માએ તેમને પુરાણનું અધ્યયન કરવા કહ્યુ. બીજા પુત્ર માગધને સૂર્ય, ચંદ્ર, મનુ વંશ વગેરે અનેક વંશોનું વર્ણન કરવાની શક્તિ આપી ત્રીજા પુત્ર બંદિને રૂષિ, પિતૃ, ભૂતાદિ અને મનુષ્યાદિની કવિતા કરવાની શક્તિ આપી આ ત્રણે પુત્રોને સરસ્વતિના મુખમા જે શક્તિ છે તે શક્તિ બ્રહ્માએ આપી અને ઉપર પ્રમાણે દરેક પુત્રોના કર્તવ્યના ભાગ પાડયા. ૧ પુત્ર સુતએ નિરવંશ મરણ પામ્યો. ૨ પુત્ર માગધના વંશજો હાલ છે કે જે તેમની ઉપર જણાવેલી હકીકત પરથી સમજી શકાશે. ૩ જા પુત્ર બંદિના વંશજો ભટ્ટ નામથી આપણે પ્રસિદ્ધ છીએ.

# ભાટ શબ્દનું મુળનામ ભટ્ટ છે.

બ્રહ્મા પાસેથી બ્રહ્મરાવ જે વખતે વરદાન પામ્યા તે વખતે બ્રહ્માએ કહ્યું હતું કે તમે વિદ્યાભ્યાસે કરી કાવ્ય, છંદ, વ્યાકરણ વગેરે બનાવશો અને ભટ્ટ નામથી પ્રખ્યાત થશો, ત્યાર પછી તેમના પુત્રો સુત, માગધ અને બંદીને સરસ્વતિના મુખમા રહેલી શકિત આપી અને તે વખતે ભટ્ટરાવ દેવિના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયા સમયજતા ક્રિયા ભ્રષ્ટ થતા ભાટ નામ થયેલું જણાય છે. માટે ભટ્ટ એ ખરો શબ્દ છે અને ભાટ એ અપભ્રંશ થયેલો શબ્દ લાગે છે. જયારે આ શબ્દ સમજુ માણસોને તોછડો લાગવા માડયો ત્યારે બારોટ આ શબ્દ વાપરવા માડ્યો છે તેનુ મુળ જોતા બ્રહ્મરાવ ઉપરથી થયો હોય એમ જણાય છે તે આજે પણ આપણામા રાવ શબ્દ વપરાય છે તો તે શબ્દ પણ બ્રહ્મરાવમાના બ્રહ્મ પડતો મૂકી રાવ એ પદ્ધિ ઉત્તમ ગણનારાઓએ ગ્રહણ કરેલો છે. કેટલેક ઠેકાણે આપણી જ્ઞાતિના સુજ્ઞ માણસો પોતાની જ્ઞાતિના નામના અર્થમા બ્રહ્મ ભાટ કહેતા જણાય છે. તે આ શબ્દ બ્રહ્મભટ્ટનો અપભ્રંશ થયેલો છે આ રીતે આપણી જ્ઞાતિના વિવિધ પ્રકારના અપભ્રંશ થયેલા નામો છે પણ ખરૂ નામનો આ લખવા મુજબ સિદ્ધ થયેલું ભટ્ટજ છે.

# બ્રહ્મભટ્ટ સાથે બ્રાહ્મણોની સરખામણી.

બ્રાહ્મણ એ બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયા અને બ્રહ્મભટ્ટ એ બ્રહ્માના યજ્ઞમા અગ્નિથી ઉત્પન્ન થયા હવે અગ્નિ અને બ્રહ્માનાં મુખની ઐકયતા હોવાથી બ્રાહ્મણ અને બ્રહ્મભટ્ટ એકજ વર્ણના છે. બારીકીથી જોઇશું તો જણાશે કે બ્રાહ્મણ કરતા બ્રહ્મભટ્ટમા કંઇક શ્રેષ્ઠતા છે બ્રાહ્મણ અને બ્રહ્મભટ્ટના તમામ અધિકારો સરખા છે. દાન લેવાના સબંધમા બ્રાહ્મણ અને બ્રહ્મભટ્ટનો અધિકાર એવોજ છે કે સંકલ્પ કર્યા વગરનુ દાન લેવું પણ સંકલ્પ કરેલુ દાન લેવાથી તેજ, અને તપને નુકસાન કરે છે. ઓમ્ । શાન્તિ, શાન્તિ, શાન્તિ । । ।

| **અમદાવાદ હાળની પોળ** | **લ. મો. મહા-મંત્રી** |
|---|---|
| તા-૧-૧૨-૨૫ | ચ. બ્ર. પ્ર ગોળ. |

## —:"ચઢતી પડતી":—

એક સરખા દિવસ સુખના કોઈના જાતા નથી;
એથીજ શાણા સાહ્યબીથી લેશ ફુલાતા નથી
ભાગ્ય રીઝે કે ખીજે એની તમા તેને નથી:
એજ શુરા જે મુસીબત જોઈ મુઝાતા નથી
ખીલે તે કરમાય છે. સરજાય તે લોપાય છે.
જે જે ચઢે તે તે પડે એ નિયમ સચવાય છે
(ધ. કે.)

## "ગીતાનાં ગુપ્ત નામ."

### श्लोक

**गीता गंगाच गायत्री सीता सत्या सरस्वती ॥**
**ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसंध्या मुक्त गेहिनी ६०**
**उर्द्धमात्रा चिदानंदा भवघ्नी भय नाशीनी ॥**
**वेदत्रयी पराऽनंता तत्वार्थ ज्ञान मंजरी ॥६१॥**

અર્થ.

ગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી.
બ્રહ્મ વિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્ત ગેહિની.
અર્ધ્ધમાત્રા, ચિદા નન્દા, ભવઘ્ની, ભય નાશિની;
વેદ ત્રયી, પરા, અનન્તા, (અને) તત્વાર્થ જ્ઞાન મંજરી. ૬૦-૬૧
(ગીતા.)

ઉપરના ગીતાના નામનું સ્મરણ કરવાથી સર્વ પાપનો નાશ થઈ જાય છે.

## ॥ गायत्री मंत्र ॥

**"ओ३म् भूर्भुवः स्वः तत् सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमही धियोयोनः प्रचोदयात् ॥**

॥ य० अ० २६ मं० ३ ॥

" પ્રત્યેક મનુષ્યે પવિત્ર સ્થાનમા આસન ઉપર બેસી ઉપરનો ગાયત્રી મંત્ર ભણીને શીખા બંધન કરવું કારણ કે આમ તેમ વાળ વીખરાય નહિ અને ચિત્ત બીજી તરફ ન જતા પરમાત્મામા જોડાય. "

## ॥ गुरु मंत्रः ॥

**ओ३म् भूर्भुवःस्वःतत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यधीमहि धियो योनः प्रचोदयात् ॥**

॥ य० अ० ३६ मं० ३ ॥ ऋ० मंड०३ सू०६२ म० १० ॥

## ॥ एवं चतुर्षु वेदेषु समानो मंत्रः ॥

ઉપરના " ગુરૂમંત્રથી પરમાત્માનો જપ કરવો અને તે સમગ્ર મંત્રાર્થમા આત્મા અને અંતઃકરણને પ્રેમ પૂર્વક જોડીને બાહ્ય વૃત્તિ છોડી દેવી જોઈએ જેમ જપ વિશેષ થાય તેમ બુદ્ધિ શુદ્ધ જ્ઞાન મય પરમાત્માના ધ્યાનથી થાય છે. "

**અર્થ**:—(**ओ३म**) એ પરમેશ્વરનું મુખ્ય નામ છે. (**भुः**) જે સંપૂર્ણ દેહધારીઓના પ્રાણદાતા તથા પ્રાણોથી પણ પ્રિય છે. (**भुवः**) જે ધર્માત્માઓના કલેશોનું નિવારણ કરે છે. ( **स्व** ) જે સુખ સ્વરૂપ છે એ પરબ્રહ્મ પરમાત્માને કે જે સર્વ જગતનો ઉત્પાદક અને પાલક છે. જે ગ્રહણ કરવાને યોગ્ય છે, જે તેજ સ્વરૂપ છે તે દેવ જગદીશ્વરનું અમો ધ્યાન કરીએ છીએ, જે અમારી બુદ્ધિઓને મલિન વાસનાઓથી હટાવી ઉત્તમ કામોમા પ્રેરણા કરે અને આકર્પિત કરે

## ॥ समर्पण मंत्रः ॥

## ओ३म् नमः शम्भवायच मयो भवायच नमः शङ्करायच मयस्करायच नमः शिवायच शिवतरायच

॥ य० अ० १६ मं० ४१ ॥

**અર્થ**:—જે સુખ સ્વરૂપ સંસારના ઉત્તમ સુખો આપનારો કલ્યાણનો કરનારો મોક્ષ સ્વરૂપ, ધર્મ યુક્ત કર્મોનેજ કરનારો પોતાના ભક્તોને સુખોનો આપનારો અને ધર્મના, કામો કરાવનારો, અત્યંત મંગળ સ્વરૂપ અને ધાર્મિક મનુષ્યોને મોક્ષ સુખનો આપનારો છે તેને અમારા વારંવાર પ્રણામ છે.

## ॥ श्लोक ॥

## जन्मना जायते शूद्रो, संस्काराद्द्वीज उच्यते, वेद पाठी भवेत्विप्रः ब्रह्म जानाति ब्रह्मणः ॥

**ભાવાર્થ**:—બ્રાહ્મણને ત્યાં જન્મ થવાથી બ્રાહ્મણ કહેવાતો (થઇ શકતો) નથી પણ જન્મ વખતે તો શુદ્રજ હોય છે. વળી તે બાળકને યોગ્ય વયે ઉપવિત્ત (જનોઇ) વિગેરે ધાર્મિક સંસ્કારો ધારણ કરાવવાથી (શુદ્રમાથી). દ્વીજ બને છે અને પછી વેદ, વગેરે શાસ્ત્રોનું અધ્યયન કરવાથી વિપ્ર બને છે અને છેવટે બ્રહ્મ (ઇશ્વર) ને જાણવા (ઓળખવા) જેટલી શક્તિવાળો બને ત્યારેજ બ્રાહ્મણ કહેવાય છે–થાય છે.

૧ પરંતુ અફસોસની વાત છે કે બ્રહ્મભટ્ટો તેમજ બ્રાહ્મણો વગેરેમા કેટલાક તો સુસંસ્કાર, કેળવણી વગેરેના અભાવે પોતાનુ કર્તવ્ય મૂકી ફક્ત જનોઇજ બ્રાહ્મણપણાની નિશાની તરીકે ઓળખાવે છે.

૨. હવે એ જમાનો નથી કે તમને ખાલી નિશાનીથી ઓળખે–માને?

૩. માટે ભાઇઓ તમારૂં કર્તવ્ય છે, જે.--જગતને બોધ આપવાનું, સારા સંસ્કારો પાડવાનું, વેદ વગેરે ધર્મશાસ્ત્રો ભણવાનું અને ભણાવવાનુ તે સંભાળો (શીખો) તોજ તમો તમારા યોગ્ય સ્થાને ગદી શકશો. અસ્તુ શાન્તિ ! શાન્તિ ! !!

| | |
|---|---|
| **અમદાવાદ** | **બ્ર. લ મો. મહા મંત્રી** |
| દાળની પોળ | |
| તા. ૮–૧૧–૨૫ | **ચ. બ્ર. પ્ર૦ ગોળ** |

# નિતી સાથે સ્તુતિ.

## श्लोक.

**मूकं करोति वाचालं पङ्गुं लंगयते गिरिम् ।**
**यत कृपा त्व महं वंदे परमानंद माधवम् ।**

**ભાવાર્થઃ**—હે કૃપાળુ, હે પરમ આનંદના આપનારા હે માધવ, અમારા બ્રહ્મભટ્ટ ભાઇઓને એવી સદ્બુદ્ધિ આપ કે જેઓ ન્યાય અને ધર્મની બાબતમા ઘણે ભાગે મુંગા છે અને કુસંપ, ઇર્ષા, મિથ્યાભિમાન વગેરે દુષ્ટ શત્રુઓના સેવનથી છેક પાગળા ( લૂલા ) બની ગયા છે. તેમને સારી વાચા ( વાણી ) આપ કે તેઓ શુભ કામમા તેનો ઉપયોગ કરે અને વળી પોતે પોતાના મહાન્ શત્રુઓથી બચાવ રક્ષણ કરે અને તેઓ પોતાના કુટુંબના, જ્ઞાતિના, ગામના અને છેવટે દેશના ભલા માટે તેમના દુઃખમા દોડી ભાગ લે. અને આ સંસારના દુખના ડુંગરો ઓળંગી જાય. અને છેવટે તારી કૃપાથી આ લોક, પરલોકમા અનંતકાળ સુધી સુખ ભોગવે એવી આ તારા રંક બાળકો પર મીઠી અમીની દૃષ્ટીથી જો ? અને હે વિભુ, તું અમારા મનના મનોરથો સફળ કર, અમારા ગુનાની માફી આપ, અને અમને દુઃખથી બચાવ; અમારી વહાર કર, અમો આખીએ જ્ઞાતિના ભાઇઓ તારે શરણે છીએ. માટે તું અમને સારો રસ્તો બતાવ, કે જેથી અમે સુખી થઇએ અને અમારૂ બધિરપણુ નાશ પામે. કે જેથી અમે સાચો અવાજ સાભળીએ અને મન, વાણી અને કાયાથી અહોનિશ તારૂ નામ સ્મરિયે બસ આટલી મારી આપ લક્ષ્મિપતિને વિનતિ, આજીજી, કાલાવાલા, ક્ષમા અને યાચના છે. ઓમ્ શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

અમદાવાદ } **બ્ર. લ. મો. મહા મત્રી.**

તા. ૨૯-૧૧-૨૫ } ચ. બ્ર. પ્ર. ગોળ૦

---

### દોહરો

" પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન,
એતા કર પ્રભુ ના મિલે, (તો) તુલસીદાસ જમાન. "

---

## સંપનો દોહરો.

"સંપ થકી સુખ ઉપજે સંપથી જાય કલેશ,
જેના ઘરમા સંપ નહિ સુખ તેને નહિ લેશ;
તે માટે તુજને કહૂ અંતર રાખી ઉમંગ,
લાલચ છોડી લક્ષ્મીની સંપ તણો કર સંગ."

## કુસંપનો છપ્પો.

"કૌરવ પાંડવ કુળ, મૂળથી નાખ્યા ખંડી,
જો લક્ષ્મીને કાજ, સંપની ઇચ્છા છંડી;
બહુ હિંદુનાં રાજ, સંપ તજવાથી તૂટયા,
દિલ્લી પતિ સુલતાન, સંપ જાતે ઘર ફૂટયાં;
પરિપૂરણ લક્ષ્મી પામીને, સંપ વિના નહિ સુખલહે,
હોય ઘરમાં કુસંપતો મોટા પણ મરવા ચહે."

## પરોપકારનો દોહરો.

"જડ વસ્તુ પણ વિશ્વમા, દે ઉત્તર અનુરૂપ;
બોલે તેવું સાભળે, હોય રંક કે ભૂપ."

## ધુળ કોને મુખેનો છપ્પો.

"પડી તેને મુખ ધુળ, રંક જેણે રંજાડયા,
પડી તેને મુખ ધુળ, ભવન જેણે ભંજાડયા,
પડી તેને મુખ ધુળ, લોકમા અપજશ લીધો,
પડી તેને મુખ ધુળ, વેતી નીકે પગ દીધો;
પણ ધુળ પડી તેને મુખે, ધુળે ઢાકણુ દામનું,
શામળ કહે ધુળ તેને મુખે નામ રટે નહિ રામનું."

# કન્યા વિક્રયના મહાન પાપ (ક્ષયરોગ)થી બચો.

શ્રી ૧।

ઝારોળા મુકામે સંવત ૧૯૮૧ ના શ્રાવણ વદી ૧૧ ના રોજ ચરોત્તરના અગિયાર ગામો (નાપા, ઝરોળા, ફાગણી, ભાટીએલ, વટાવ, સોજીત્રા, રામોલ, ચાગા, મેળાવ નીસરાયા અને ડાવોલ) નું પંચ ભેગું થયેલુ તે વખતે કન્યાવિક્રય બંધ કરવા જે શુભ ઠરાવ કરવામાં આવ્યો છે. આ ઠરાવ અમલમા આવે તે માટે નીચેની ખાસ ઉપયોગી હકીકત તથા આ સાથે બહાર પાડવામા આવતા નિયમો ઠરાવો બંધારણ વગેરે હકીકત ઉપરના ગામોના સર્વે બ્ર૦ ભાઇઓની જાણ માટે જાહેર કરવામા આવે છે.

૧:—કન્યા વિક્રય એટલે કન્યાને વેચવી કન્યા બદલ વરવાળા પાસેથી પૈસા લેવા અને તે કેટલાક તો હદ ઉપરાન્ત કોઇ ચીજ કે ઢોર વગેરેની વધારે કીંમત ઉપજે એવી હરાજીની તરકીબથી પૈસા કઢાવે છે અને જે વધારે પૈસા આપે તેને કન્યા આપે છે. આ રિવાજ કોઇ પણ રીતે ચલાવા દેવા જેવો નથી એટલેકે ઘણીજ નિંદાને પાત્ર છે. શાસ્ત્ર વિરૂદ્ધ છે.

૨:—દિકરીના પૈસા લેનાર મનુષ્ય ચંડાળ છે અરે ચંડાળથી પણ અધમ છે. એને કોઇ પણ સ્થળે પાપ મુક્ત થવાનો અધિકાર નથી.

૩—પૈસા આપી કન્યા લેનાર પણ દોષિત તો છેજ કારણ કે તે એક જાતની લાચકે રૂષવત છે. અને પોતાના દીકરાને પરણાવવાનો લહાવો લેવા-કોઇપણ જાતનો આગળ પાછળનો વિચાર કર્યા વગર ઘર ખેતર કે જે કઇ મિલ્કત હોય તે ઘરાણે મૂકીકે. વેચીને લાહી લોઇને દિકરાનો વર-ઘોડો ચઢાવે છે. પરતુ આ દોષ ઘણે ભાગે રૂઢી અને કન્યા કાળનો છે. એટલે કે બંધારણ વગરની જ્ઞાતિને શિર છે.

૪—કન્યાનો વકરો વધવાથી જ્ઞાતિમા ( ગોળ પૈકીના ) કેટલાક બિચારા પૈસાને અભાવે કન્યા વગર કુંવારાજ મરી જાય છે તેનો દોષ પણ કન્યા વિક્રય કરનારનેજ શિર છે.

૫—કન્યાના પૈસા લેઇ તે વડે કેટલાક તો, વાડી, વરઘોડા કરે છે. વાજાં વગડાવે છે. અને જ્ઞાતિમા સારી રીતે જમણ આપે છે. ગોળ ઢેબરા વગેરે વહેંચી વાહવાહ કહેવડાવે છે, ( પારકે પૈસે તાધડધિના ) શું આથી પાપ મુક્ત થઇ ગયો એમ માને છે.

૯--સામાને ભિખારી બનાવી સાથે પોતાનું પણ ગુમાવે છે. અને પોતે નિંદા પાત્ર થાય છે. અને પોતાની બાળકીનો નિસાસો વહોરે છે. આટલું પણ મનુષ્ય જાતી થઇને સારા સારનો વિચાર નહિ કરી શકેતો તેને ઇશ્વરે બધા પ્રાણીઓમા શ્રેષ્ઠ મનુષ્ય બનાવ્યો તેનું સાર્થક શું કર્યું; આટલું જે પોતાના બેટા બેટી (સંતાન) માટે નહિ કરી શકે તો તે બીજા માટે શુ. ભલું કરવાનો છે!

# પાપનો પસ્તાવો ખરો બનેલો દાખલો.

એક હતા પટેલ તેમણે પોતાની નબળી સ્થિતિને લીધે કહોકે રૂઢીને લીધે કહો પોતાની બેનના લગ્ન પ્રસંગે અમુક રૂપીઆ લીધેલા તે પટેલ પાકી ઉમરના થતા ભક્તિને રસ્તે ચઢતા તેમને જણાયું કે કન્યા વિક્રયમાં ઘણોજ દોષ છે. એમ સમજવાથી પસ્તાવા લાગ્યા. એટલે કે પાપનું પ્રાયશ્ચિત કરવા બદલ તેમણે ઘણી લાંબી મુદતે એટલે કે બાર તેર વરસ પછી લીધેલી રકમ પોતાના બનેવી અને બેન ભાણેજને ભેટ તરીકે પાછી આપી પોતે પાપ મૂક્ત થયા, ધન્ય છે આવા પુરુષને!

આ ઉપરથી આપ સર્વે ભાઇઓ સમજ્યા હશો કે દુનિયાના બધા પાપો કરતાં કન્યાના પૈસા લેવા યાને કન્યા વેચવી આ પાપ મહાન્ છે.

આગળના વખતમા સ્વયંવર, ઇચ્છાવર, બ્રહ્મ વિવાહ, ગાંધર્વ વિવાહ, પિશાચાદિ વિવાહ, આવા પ્રકારના વિવાહ યાને લગ્ન થતા હતા. હવે આમાના જે ઉત્તમ પ્રકારના લગ્ન તે તો બંધજ થઇ ગયા છે—હવે તો ચાલુ જમાનામા મધ્યમ અને કનિષ્ઠ પ્રકારના લગ્ન થાય છે. તેમાં વળી કન્યા વિક્રય જેવા અધમ લગ્નો પણ કેટલાકમા થાય છે. આ કુરિવાજ બંધ થાય એ માટે સાથેના નિયમો ( ઠરાવો ) મંજુર કરી તેનો અમલ કરશો તો જ્ઞાતિની દિને દિને ચઢતી જોઇ શકશો ? અસ્તુ:

વળી તુલસીદાસે કહ્યુ છે કે—

> તુલસી હાય, ગરીબકી કભુ ન ખાલી જાય.
> મુવા ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય.
>
> **વળી**
>
> દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન,
> તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમે પ્રાન.

બ્ર૦ લ૦ મો૦

# सत्य.

" सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रवि।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥

સત્યના સાથીઓ ? ઉઠો ? શુભ કાર્યને અમલમા મૂકો ? અને આશીર્વાદ મેળવો. ?

" સત્ બિજથી, વૃક્ષ વિશાળ થશે,
ગુણકારી મીઠા, ફળ ઉતરશે;
જન આશ્રય, છાય તળે કરશે,
પરિતાપ જતા, સુખ સૌ મળશે. "

સર્વે, બ્ર૦ ભાઇઓ આપ સઘળા જાણો છો કે સત્ય એજ દુનિયામા સઘળા મનોરથ સફળ કરાવનારૂં નાવ છે. માટે સાચી નીતિ રાખી શુભ કાર્યને આરંભો પ્રથમ સંપૂર્ણ વિચારી તે શરૂ કરો ચાલુ કર્યા પછી તેમા ગમે તેટલા વિઘ્નો આવે તો પણ તેને છોડશો નહિ. તો જરૂર આપનો વિજય થશે ?

अ—ઉત્તમ કોટીના માણસો પૂર્ણ વિચાર કરી શુભ કાર્ય હાથમાં લે છે અને લીધા પછી મરણાન્તે છોડતા નથી.

ब—મધ્યમ વર્ગના માણસો વિચારી કામ હાથમાં લે છે ખરા પરંતુ જો કદાચ તેમાં નાસિપાત્ થાય તો અધવચ તે સાહસ મૂકી દે છે.

कः—કનિષ્ઠ પ્રકારના, નીચ પંક્તિના, ( વિચારના ) મનુષ્યો કોઇપણ સાહસ ખેડવા કે સરળ રસ્તે જવા વિચાર સરખો એ કરતા નથી.

માટે ભાઇઓ જો તમારે ઉચ્ચ કોટીમા ખપવું હોય તમારા સુંદર કાર્યમા તમારે વિજય મેળવવો હોય તો સાચને વળગી, તેને ગ્રહણ કરી હિંમતથી કામ આરંભો—

જરૂર. તમારો ઉદ્ધાર નજીક છે. એમ માનજો. તમારે માટે એક સાચો નર મર્હુમ, બ્ર૦ બનેસીંગ દલુજી ( નાપા ખડકી ) સચોટ દાખલો મૂકી ગયા છે. તેમણે પોતાનું વચન સત્ય કરી બતાવવા, પાળવા,-ઘણી મુશીબતો હોવા છતા વચન પાળી આપ સર્વેને વારસામાં શુભ દાખલો

આપ્યો છે. ભલે જ્ઞાતિએ તેની પૂરી કદર કરી નથી છતા તેણે તો આપણા સર્વેને એવું સુંદર સાચરૂપી બીજ વાવી આપ્યુ છે કે તેને આપણે હાથેજ આપણે ઉલટથી ઉછેરવાની ખાસ જરૂર જણાય છે. માટે તે વૃક્ષની સંપરૂપી વાડ કરી, સદ્ વિચાર રૂપી પાણી સીચી, કાર્યના અમલ ( આરંભ ) રૂપી ખાતર નાખી તે બીજને જલદી મોટું કરો કે આપણે બધા તે વિશાળ ઝાડની છાયા તળે બેસીએ ને તેના અમૃત ફળનો સ્વાદ ચાખવા ભાગ્યશાળી થઇએ. હવે ફળનો સ્વાદ લેવા તમારા હાથમા જ્ઞાતિના સારા સેવકો ( નેતાઓ ) રૂપી પુરતા સાધનો મળ્યા છે. તેમની સહાયથી તેના અમૃત ફળ ચાખી પૂર્ણ સુખી અને સંતોષી બનો. ?

બ્ર૦ ભાઇઓ તમે કમર કસી સત્યને સાથમા રાખી આપણા સતાનોનો આશિર્વાદ મેળવવા હવે શુરાપણું દાખવો, શુભ કામમા પહેલ કરી નામના મેળવો ? ઈશ્વર તમોને જરૂર સહાય કરશે. માટે મનનો મેલ મૂકી શુભ, દાખલો બેસાડો અને કન્યા વિક્રય રૂપી હડહડતા કળિયુગને કાઢવા સત્યરૂપી શમશેર, ગ્રહી, એક વચન રૂપી ઢાલની મદદથી હંમેશને માટે તેને દેશનિકાલ કરો ? કે તમારા સતાનો નિર્ભય બને અને સ્વેચ્છાએ જય જયકાર ! વર્તાવી આનંદ ઉભરાથી તમો વડીલોને પુષ્પ વૃષ્ટિથી વધાવે, એવી આશિષ, મેળવો, નામ અમર, કરો ? એક સજ્જને કહ્યું છે કે.

" નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત,
કીર્તિ કેરા કોટડા, પાડ્યા નહિ પડંત

વળી

" હરિનો મારગ છે શુરાનો નહિ કાયરનું કામ જોને "

અને વળી.

" જનની જણજે ભક્તાજન, કા દાતા કા શૂર,
નહિ તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર; "

તથા

( જાગો, ઉઠો, વિરમો નહિ સાધ્યોનઆશય જ્યા સુધી )

**स्वधर्मे निधनं श्रेयः परधर्मोभयावहः ।ગીતા।।**

---

લ. મો. મહા મંત્રી.

રા૦ બ્ર૦ પ્ર૦ મોળ૦

## —: અમૂલાં માબાપ :—

## ॥ पितृ देवो भव ॥ ॥ मातृ देवो भव ॥

ભજુ અમુલા મા બાપ
નિરંતર, ભજુ અમૂલા મા બાપ : ॥ એ ટેક ॥
સૂકામા સુવાડી મુજને ભીને સુતા આપ
મુજ આનંદે ઓ જીવનારા ? વંદન પ્રિય મા બાપ—નિરંતર-૧
પડું-આખડું રડી રહુ જો સ્હેજ થતાં ભૂલ થાપ,
ખમા ! ખમા ! કરી પ્રેમાશ્રુમા દીલ દેતા મા બાપ.—નિરંતર-૨
લાડ-કોડ પૂગ મુજ કરવા; દુખ વેઠયાછે અમાપ,
આર્ય ધર્મ ઉજળા પય પાયા કેમ ભૂલું મા બાપ.—નિરંતર-૩
એક ભજુ ઇશ્વર સમ પ્રિયકર શુભ કર હે મા બાપ,
શ્રવણ સમી સેવા કરવા ચિત તલપી રે, મા બાપ.—નિરંતર-૪
" મસ્તાન "

## —: સાહસ :—

" સાહસે કર્યો પરશુએ પૂરો અર્જુનને,
તે પરશુરામ પરસિધ્ધ રહ્યો નિજ વચને.
સાહસે ઇંદ્રજીત શૂર હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ જગત સહુ ભણે.
થઈ ગઈ જંગમા મર્દ હક્ક નિજ માગે,
યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે "

## કન્યાદાનના ત્રણ પ્રકાર.

( આ સાથે બંધારણ અને ધારા વિગેરે, **વડતાલ** મુકામે ભરાયલા ગોળના મહા પંચે તા. ૧૩, ૧૪—૧૧—૨૫ ના રોજ સર્વાનુમતે મંજુર કર્યા છે. )

૧.—પહેરામણી સાથે કન્યા આપવી.
૨.—મફત કન્યા આપવી.
૩.—જાન જોગુ કંઇક ખર્ચ લઇ કન્યા આપવી.

( ૧ ) —પહેરામણી સાથે કન્યા આપવી એના અર્થ કુળવાન શાહીના ફાકાની લાયકે લાલચ નહિ પણ કન્યાદાન દેનાર ઘરનો સુખી હોય અને પોતાની ઉમેદ હોય તો દીકરી મફત આપે ને માથે પોતાની દીકરીને જણસ, લુગડાં વગેરે આપે અને પરણામણુનુ ખર્ચ એટલે ગોર દાપુ વગેરે પદરનું આપે તેમજ જમીન, જાગીર–સમેત આપે તો તેને મનાઈ નથી તેમ ફરજ્યાત પણ નથી.

( ૨ ) :—કન્યા મફત આપવી એટલે વરવાળા પાસેથી કન્યા દેવા બદલ પૈસાની કે બીજી કોઇપણ મદદ લેવી નહિ તેમજ દીકરીના વાલીએ પોતે જાન વગેરેનું ખર્ચ ઉપાડી લેવું વળી પોતાની શક્તિ અનુસાર આપવા, વગેરેમા વિવેક સાચવવો,

( ૩ ) :—કન્યાદેનાર ગરીબ સ્થિતિનો હોય તેમજ વિધવા બાઇ હોય અને તેને કંઇ પણ સાધન નાહોય તો વર વાળા પાસેથી કન્યા આપવા બદલ જાનનું ખર્ચ ગામના બે આગેવાનો યાને નીમેલા મેમ્બરોની રૂબરૂ હિસાબ રખાવી. તે આકડો વર વાળા પાસેથી વસુલ લેવો. તે ઉપરાન્ત આપવા લેવાની છુટ નથી.

ઉપરના કન્યાદાનના. ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ટ એવા ત્રણ પ્રકાર બતાવ્યા તેમાના ખાસ કરીને છેલ્લા પ્રકારના લગ્ન કરનારને અને આધાર વગરના ને માટે જે ગામમા દીકરી કે દીકરાના લગ્ન હોય તે ગામના જ્ઞાતિભાઇઓએ લાણા દીઠ રૂ ૧ ) અકેક ચાલ્લો આપવો કે તેનો બોજો ઓછો થાય, આ રિવાજ, નો અમલ તે ગામના પંચે પોતાની મરજી રૂપે લાગુ પાડવો.

# —: ખર્ચ કમી કરવા બાબત નિયમો. :—

( ૧ ) વરવાળાએ જાનનું માણસ પચીસથી કોઇપણ કારણસર વધારે લેઈ જવું નહિ ( વાળંદ, ગોર, ઢોલાઇ સાથે ) અગર જો. કન્યાના બાપની ખુશી હોય તો વધારે લેઇ જવાને હરકત નથી.

( ૨ ) પાચ માણસ પણ વર સાથે જાનમા જઇ લગ્ન થવાને હરકત નથી.

( ૩ ) જાનને વધુમા વધુ બે જમણ આપવા એથી વધારે નહિ.

( ૪ ) કન્યાવાળાએ તેના ગામના જ્ઞાતિવાઓને લગ્નના દિવસે જમણ આપવાનો રિવાજ છે. તે બંધ કરવામા આવે છે. પરંતુ તેની મરજી હોય તો વહેવાર પૈકીના ભાઇઓના છોકરાને જાનની સાથે જમાડવામા બાધ નથી

( ૫ ) દીકરી અને દીકરાના લગ્ન પ્રસગે ઘણી જગાએ કુટુંબમા કે જ્ઞાતિમા ઢેબરા અને ગોળ વહેંચવામા આવે છે તેમાનો ઢેબરાનો રિવાજ બંધ કરવામા આવે છે. અને ગોળ. લાણા દીઠ અરધો શેર આપવા ઠરાવ્યો છે

( ૬ ) લગ્ન પ્રસંગના ગામ દાપા તથા ભ.ગોળ વગેરે ચુકવવાને અને બીજી આપ લે માટે નક્કી કરેલી રકમથી વધારે આપ લે કરવી કરાવવી નહિ [( આકડો ) રૂ. ૨૭) નો છે ) તેમાથી રૂ. ૯) કાપી રૂ. ૧૮) વરનો બાપ કન્યાના બાપને આપે.]

( ૭ ):—લગ્ન થયા પછી કન્યા લાયક ઉમરની હોય તો વળાવવી પછી દશ કે પંદર દિવસે કન્યાને તેના વાલી તેડવા જાય ત્યારે વધુમા વધુ બે માણસજ લઈ જવા.

**( ૮ ):—વર વાળાએ દેજમાં મૂકવાની જણસો વગેરે.**

**अ**. એક જોડ રૂપાના સાંકળા આશરે તોલા ૨૫ થી ૩૦ સુધીનાં

**ब**. હીંમતું કડુ નગ ૧ આશરે તોલા એક સુધીનું.

**क**. કોટની જણસમા દોરો (કે અછોડો) નંગ ૧ હીમનો તોલા, બે ત્રણથી વધારે નહિ.

ઉપરની ત્રણે જણસો મળી. આશરે રૂ. ૧૦૦ થી ૧૨૫ સુધીની એથી વધારે કીંમતના દાગીના દેજમા રાખવા નહિ, તેમજ કન્યાવાળાએ માગવા નહિ. આ દેજની જણસો ફરજયાત છે પરતુ એથી વધારે અને ભારે જણસો કન્યા ઉમર લાયક થઇ વરને ઘેર આવે ત્યારે ઘડાવવાને કોઈ જાતનો બાધ નથી તેમ તે ફરજયાત પણ નથી.

( ૯ ) દેજમા ખંડએ કસબી તથા રેશમી સાડી નગ ૧ તથા રેશમી ઘાઘરો નંગ ૧ સાધારણ રૂ ૨૫ થી ૪૦ સુધીના કે એથી ઓછી કીમતના લુગડા પણ ચાલી શકશે. તેમજ ખાવામા ખારેક, ટોપરા, સોપરી મળી સવા પાચ શેરથી વધારે નહિ લાવવા.

( ૧૦ ) કલવાની સોપારીનો રિવાજ કાઢી નાખવામા આવે છે.

( ૧૧ ) કન્યાના બાપ તરફથી માડવામા વરને કહોકે કન્યાને કહો ત્રાબાનુ બેડુ નંગ ૧ થાળી નગ ૧. વાટકો નંગ ૧ તથા નાની કથરોટ

નંગ ૧ અને લોટો નંગ ૧ આપવો આ ખર્ચની જોગવાઇ જો કન્યાના બાપની હોય તો તેણે આપવું અગર વરના બાપ પાસેથી આના બીલના પૈસા વસુલ લેવા.

[ ૧૨ ] બાજઠ, માંચી, કન્યાના બાપની સંપત હોય તો આપવી. નહિ તો ચાલી શકશે. ( માગવાને હક નથી )

( ૧૩ ) વરને પાઘડી નંગ-૧ રૂ. ૫ ) સુધીની તથા વેહવાઇને રૂ. ૩) ની પાઘડી આપવી અથવા રોકડા રૂપીઆ આપવા.

( ૧૪ ) વર વાળાને માંડવામા પોતાની સાથે જાનમા આવેલાને પૈસા વહેંચાવવા હોય તો પદરના આપે પરંતુ કન્યાના બાપને કહેવાનો કે અપાવવાનો તેને અધિકાર નથી.

( ૧૫ ) માણા માટલામા વડીઓ, પાપડ મળી સવા પાંચશેરથી. વધારે પુરવું નહિ.

( ૧૬ ) દીકરીની સગાઇ કરવા જાય છે. ત્યારે પોતાનાં સગાં વહાલાં વગેરેને નોતરી જાન જેટલું માણુસ જમવા બોલાવે છે. માટે આ પ્રસંગે પાંચ માણુસથી વધુ લઇ જવું કે બોલાવવું નહિ.

( ૧૭ ) જાનમા સામૈયા વખતે દારૂખાનું ફોડવું નહિ. તથા સરકારી ( બેન્ડ ) વાજાં લઇ જવા નહિ. આ ઠરાવનો ભંગ કરનારનો રૂ ૨૫ ) ગામના પંચવાળાએ દંડ લેવો.

( ૧૮ ) જાનમા જનાર માણુસોએ પોતાના પદરના ખર્ચે જવું. આ બાબત દરેક ગામના પંચે બંદોબસ્ત કરી લેવો.

( ૧૯ ) જાન જે ગામ જવાની હોય ત્યાં રેલ્વે ના હોય અને વેન ( વાહન ) લેઇ જવા પડે તો. માફા ( રથ ) સાથે ત્રણ વેન લઇ જવાં એથી વધારે નહિ. અગર આ માટે કન્યાના બાપ સાથે બંદોબસ્ત થતો હોય તો કરી લેવો.

## ☛ બંધારણના નિયમ અને ફરજ. ☚

(૧) દરેક ગામના પંચ તરફથી બેથી પાંચ સુધી સંખ્યાના પ્રમાણુમાં જ્ઞાતિના અગ્રેસરો નિમવા કે જેઓ ઠરેલ અને નિખાલસ મનના જ્ઞાતિનું હિત ચાહનાર, કાળજીથી કામ કરનાર અને વજનદાર હોઈ સમદૃષ્ટિથી જોનાર હોય અને પોતાના ભાઇઓ સાથે હળી મળી ને ચાલનાર નિરા-

બિમાની હોય પોતે શુભ ઠરાવોનો અમલ કરી બીજા પાસે કરાવી શકે અને દરેક બાબત વ્યવસ્થા જાળવી શકે એવા ગૃહસ્થને તેમના ગામના ભાઇઓએ વધુ મતે, ઠરાવવા. (નવી ચુંટણી વખતે લક્ષમાં રાખવું)

( ૨ ) આવી રીતે ગોળ પૈકીના બધા ગામોએ વ્યવસ્થા કરવી પછી દરેક ગામ દીઠ નિમાયલા અગ્રેસરોમાથી બે કે ત્રણ માણસ લેવા અને તેમનુ એક કાર્ય વાહક મંડળ નીમવું તેમા વધુમા વધુ ૩૫) અને ઓછામા ઓછા ૨૫) અગ્રેસરો (મેમ્બરો) હોવા જોઇએ.

( ૩ ) આ કાર્ય વાહક કમીટી (મંડળ) જે ઠરાવો કરે તે દરેક ગામના અગ્રેસરોએ પોતાના ભાઇઓમા સમજાવવા અને તે પ્રમાણે બધાએ અમલ કરવો જોઇએ.

( ૪ ) મહાપંચ અથવા નીમાયલું મંડળ કોઇ કારણસર ભેગું કરવું પડેતો અમુક સ્થળે દરેક ગામના મેમ્બરોએ પોતાના પદરના ખર્ચે ભેગા થવું.

( પરંતુ પોતાના ગામના પંચના ફંડમાથી તેનો બંદોબસ્ત થતો હોય અગર મહાપંચના ફંડમાંથી ખર્ચ આપવા મંડળ કે પંચ ઠરાવે તો તે તેની સત્તાની વાત છે.)

( ૫ ) સભા મેળવવા માટે અગાઉથી પ્રમુખ અથવા. મંત્રીએ દરેક ભટ્ટસ્થાનમા અગ્રેસરોને તે બાબત વિગતવાર ખબર આપવી, ખબર આપ્યા છતાં કોઇ ગામના ભાઇઓ આવી ના શકે તો જે કારણસર સભા બોલાવી હોય અને તે વખતે વધુ મતે જે ઠરાવ થાય તેમા તેમની સંમતી માની લેવી પરંતુ તેમાં તેમનો એટલે નહિ આવનારનો વાધો ચાલી શકશે નહિ

# ઠરાવોનો અમલ થવા બાબત

## કાયદા (કાનુન)

( ૧ ):—જે ગામમાં ઉપરના ઠરાવો નથી પળાતા એમ જણાશે તો તે ગામના અગ્રેસરોને પ્રથમ ગુન્હેગાર ગણવામાં આવશે. અને તેની તપાસ કાર્ય વાહક કમીટી કરશે અને જો તેઓ ( અગ્રેસરો ) નિર્દોષ ઠરશે અને બનતું કર્યા છતાં ગુનો બન્યો છે. તો તેવા ગુનેગારોને મહાપંચ તરફથી સજા કરવામાં આવશે એટલે કે જ્ઞાતિના વહેવારથી દૂર કરવો કે દંડ લેવો વગેરે કસુરના પ્રમાણમાં સજા કરવામા આવશે.

( ૨ ) કન્યાની સગાઇ કર્યા પછી ખાસ સંજોગો સિવાય કે મંડળની મંજુરી વગર કોઇ પણ માણસે સગાઇ તોડવી નહિ. અને જો કન્યાનો બાપ સગાઈ તોડેતો તેનો રૂ. ૫૧) દંડ લેવો ને એક માસ સુધી જ્ઞાતિના વહેવારથી દૂર કરવો. તથા બીજો જે માણસ એ કન્યાની સગાઈ ઝીલે તો તેનો પણ રૂ. ૫૧) દંડ લેવો ને બે માસ જ્ઞાતિ બહાર મૂકવો.

( ૩ ) અગર જો વરનો બાપ સગાઈ તોડે તો તેના પણ રૂ. ૫૧) દંડ લેવો તથા માસ એક સુધી ન્યાત બહાર મૂકવો.

( ૪ ) કોઇ બીજો સખસ સગાઇ તોડાવવામાં આગેવાન છે. એમ શક પડેતો તેની તપાસ કરી સંપૂર્ણ ખાત્રી થયે તેનો રૂ. ૨૫) દંડ લેવો.

( ૫ )—કન્યા આપવા બાબતમા નિયમ અથવા કરેલા ઠરાવોનો ભંગ કરી કોઇ પૈસા લે અથવા આપે, અપાવે, તો તેના દરેકના રૂ. ૧૦૧) પ્રમાણે દંડ લેવો આ બાબત સંપૂર્ણ ખાત્રી કરવી પછીથી સજા કરવી.

( ૬ ):—વર કન્યાના સગપણના સંબંધમા વચમા કોઇએ લાંચ લીધી છે એમ સાબીત થાય તો તેની પાસેથી રૂ. ૧૦૧) દંડ લેવો અને તેને બે માસ જ્ઞાતિ બહાર મૂકવો.

( ૭ ) ઠરાવ ઉપરાન્ત કોઇ જાનમા માણસ લઇ જાય તો તેની પાસેથી વધારાના માણસનું ખર્ચ. તે ગામના અગ્રેસરો ઠરાવે તે પ્રમાણે વર વાળા પાસેથી વસુલ લેવું. પરતુ કન્યાના બાપની મરજી ઉપર આધાર રહેશે.

( ૮ ) ઉપરના ઠરાવોનો ભંગ કરનાર સખસ ગામના મેમ્બરોને તથા કાર્યવાહક કમીટીને પોતે પોતાના ગુનાનો સંતોષકારક ખુલાસો ના આપે અથવા મંડળ જે શિક્ષા કરે તે કબુલ ના રાખે તો તેને જીંદગીભર મહા-પંચ તરફથી જ્ઞાતિ બહાર મૂકવો અને તે સખસ ઉપર બીજાં જે કાયદેસર પગલા ભરવાં પડે તે ભરવાને મહાપંચ મુખત્યાર છે.

( ૯ ) ગોળ કે એકડા પૈકીના કોઇ પણ માણસે જ્ઞાતિના રિવાજથી ઉલટો નાનાથી તે મોટામા મોટો ગુનો કર્યો હશે. તો તે ગુનાની તપાસ કાર્ય વાહક કમીટી કે મહાપંચ કરીને તેનો ઓછામા ઓછો રૂ. ૧ થી તે રૂ. ૫૦૧) સુધી દંડ કરી શકશે તેમજ જ્ઞાતિ વહેવારથી ફાવે તેટલી મુદ્દત દૂર રાખી શકશે.

( ૧૦ ) ગુનો કરનારને કોઇએ મદદ કરવી નહિ. ખોટા કામમા મદદ આપ્યા બદલ તેને પણ ગુનેગાર ગણી શકાશે અને મંડળની ધ્યાનમા આવશે તેવી જાતની શિક્ષા કરી શકશે.

( ૧૧ ) ઉપરના થયેલા દંડમાંથી સેંકડે દશ ટકા ધર્માદા વિદ્યા ફંડ ખાતે રકમ આપવી. જે ગામનો ગુનો હોય તે ગામના મંડળે તે રકમ ધર્માદા ફંડ ખાતે જમા કરાવવી. બાકીની રકમ જમા મૂકવી કે વ્યાજ સાથે વધારો થાય.

( ૧૨ ) કોઇ સ્થળે કોઇથી જુજ ગુનો બન્યો હોય તો તેનો નિવેડો તેજ ગામના અગ્રેસરો તથા પંચે મળીને લાવવો આવી નહિ જેવી બાબતોને કાર્યવાહક મંડળ કે મહાપંચમાં આવવા દેવી નહિ આ સત્તા તે ગામના આગેવાનોની છે. જો ગુનો ભારે હોય ને ગામના પંચથી તેનો નિકાલ ના આવે તો કાર્યવાહક કમીટીમા તે વાત લાવવી અને પછી મહા-પંચમા લઇ જવી.

( ૧૩ ) ગોળ કે એકડા પૈકીનો કોઇ પણ સખસ ગોળ બહાર કન્યા આપે તો તેનો રૂ. ૧૦૦૧) દંડ લેવો. આ બાબતનો નિર્ણય મહાપંચજ કરી શકશે. અને તેને મદદ કરનાર પણ તેટલીજ શિક્ષાને પાત્ર થશે.

( ૧૪ ) ગોળ બહારથી કન્યા લાવવાને બાધ નથી.

( ૧૫ ) ગોળકે એકડા પૈકીના ગામોમા એક બીજાને કન્યા આપવા લેવાને કોઇપણ જાતનો બાધ રાખવો નહિ.

(૧૬) ગોળ કે એકડા બહારના કોઇ ભટ્ટસ્થાનકે અમુક ભાગના જ્ઞાતિ બંધુઓ ગોળમાં આવવા ખુશી હોય અને ગોળમાં ભેળવવા મહાપંચને કોઇ જાતની અડચણ ના હોયતો તે ગામના કે ગોળ પૈકીના ભાઇઓ ની ભલામણથી ગોળમાં લઇ શકાશે આ બાબત કમીટી કે મહાપંચની મંજુરી મેળવવી પડશે.

(૧૭) ગામના અગ્રેસરોએ એક વરસમાં પોતાના ગામમા દીકરા દીકરી ના કેટલા લગ્ન થયા તેની નોંધ રાખવી કે તે કયા પ્રકારના અને કયે ગામે થયાં છે.

(૧૮) વર અને કન્યાના લગ્ન પ્રસંગે દરેકે રૂ. ૧) એકેક વિદ્યા ફંડમા આપવો અને તે ગામના અગ્રેસરો એ લેઇ જમા કરાવવો અને તેની પહોંચ રાખવી. તે સાથે પોતાના ગામના ગુનેગારોનો દંડ કેટલો કયા સખસનો થયો તેનો હિસાબ અને સેંકડે દશ ટકા પ્રમાણે ધર્માદા વિદ્યાફંડનો તેની પહોચ સાથે હિસાબ રાખવો.

(૧૯) ઉપરના ફંડની રકમમાથી વિદ્યાફંડ ખાતે મદદ કરવાની જરૂર જણાયતો મંડળની મંજુરી સાથે મદદ કરવી.

(૨૦) સિવાય બીજા ફાલતુ કામમા તે રકમ મહાપંચની પરવાનગી વગર વાપરવી નહિ. અને જો કોઇ વાપરશે તો તેનો જવાબ અગ્રેસરોને આપવો પડશે (તે ગામના)

(૨૧) ગામના પંચના ફંડની કે દડની રકમ તે જ્ઞાતિની ગણાય આ રકમ કોઇની ખાનગી મિલ્કત કોઇ પ્રકારે બેજ નહિ, માટે તે રકમ કોઇ પણ સદ્‌ગૃહસ્થને ત્યા પંચની વધુ મતિથી ઠરે તેને ત્યા જમા મૂકવી કે જોઇએ ત્યારે વ્યાજ સાથે મળી શકે અને તેનો સદ્‌ઉપયોગ થાય.

(૨૨) ગોળ પૈકીના વરની જાન લેને સામે ગામ જાય છે. ત્યારે હું પદમા કહો કે માગણીથી કહો કે સારૂ દેખાય તેથી કહો પણ લ્હાણા કરી મોટો ખર્ચ કરે છે તે કેટલાકને તો " દાઝયા ઉપર ડામ જેવું " લાગે છે અને આ રિવાજ ધીમે ધીમે ફરજ્યાત થતો જાય છે માટે તે બંધ કરવામા આવે છે. તેને બદલે કોઇની ઉલટ હોયતો વિદ્યા ફંડમા રૂ. ૫ થી ૨૫) સુધી આપે પણ લહાણું કરે, કરાવે નહિ.

(૨૩) કોઇપણ બાબત કોઇએ મહેણાં, ટાણા કે ચઢાવો કરવો નહિ. આવી બાબતની ચર્ચા કે ખોદણી કરનારને ગુનેગાર ગણી ગામના પંચને યોગ્ય લાગશે તેવી શિક્ષા કરી શકશે. આ બાબત જ્ઞાતિ ભાઇઓએ ઉદાર દીલ રાખવું.

બ્ર૦ લ૦ મો૦

---

# (કાર્યવાહક મંડળની ફરજ અને તે સંબંધી માહીતી.)

( ૧)—**સદર સંસ્થાઃ—ચરોત્તર. બ્રહ્મભટ્ટ, જ્ઞાતિહિત વર્ધક પ્રથમ ગોળના નામથી ઓળખાશે.**

( ૨ )-ગોળ કે એકડા પૈકીના કે કાર્યવાહક મંડળમાના એકને સભાપતિ ( પ્રમુખ ) નીમવો અને એને ઉપ પ્રમુખ નીમવા.

(૩)—ગોળ કે પંચના હિતાર્થે વખતો વખત જાણવા જેવી માહીતી કે ઠરાવ વગેરે છપાવી સર્વે ભાઇઓની જાણ માટે બહાર પાડી ગોળના દરેક ગામોમાં મોકલી આપવી આને માટે એક બાહોશ યાને ચાલાક મંત્રી નીમવો ને એકને ઉપમંત્રી નીમવો, તેને લખાણુ, છપામણી.

પોસ્ટેજ વગેરે ખર્ચ માટે જોઇતી અમુક રકમ આપવી તેનો હિસાબ મંત્રીએ રીતસર રાખવો ને સભા વખતે રજુ કરવો.

(૪) ગોળ પૈકીના દરેક ભટ્ટસ્થાનમાથી ચુટાયલા અગ્રેસરો તેમજ કાર્યવાહક મંડળના સભ્યો તથા પ્રમુખ ઉપ પ્રમુખ અને મંત્રી વગેરેની મુદત સામાન્યરીતે વરસ એકની ગણવી પરંતુ વચમા કંઇ ખાસ સંજોગોને લીધે કોઇ પણ સભ્યની નીમણુક કાર્યવાહક મંડળ કે ગામનું પચ રદ કરી શકશે: અને તેની જગાએ (બદલે) બીજો તેજ ગામમાથી નીમી શકાશે આ ઠરાવ, પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓને લાગુ નહિ પડતા તેમની નીમણુક રદ થઇ હશે તો તેમની જગાએ ગોળ પૈકીના ગમે તે ગામમાથી લાયક માણસની નીમણુંક કરવામા આવશે-

(૫) પોતાને સોપેલા કામમા કુશળતા બતાવેથી તેમને બીજા વરસ પણ તેમના હોદાપર ચાલુ રાખવામા આવશે.

(૬) ઉપરની નીમણુંકોમા નાના, મોટાને સ્થાન નથી પરંતુ જ્ઞાતિના ખરા સેવકનેજ જગા મળી શકશે આ બાબત ખાસ ધ્યાનમા રાખવી.

(૭) છપામણી વગેરેના ખર્ચ માટે હાલતો મહાપંચના ફંડમાથી મદદ આપવી અને હવે પછી ઠરાવો વગેરેનો અમલ થતા તેનો ભંગ કરનારનો દંડ વગેરે કારણથી (ફંડ) જે રકમ ભેગી થાય તેમાથી સેંકડે દશ ટકા આ ખર્ચ માટે (ખાતે) કાઢવી, અને મત્રીને મોકલી આપવી. એટલે વખતો વખત છપાવવા વગેરેમા અડચણ આવે નહિ અને સરળતાથી કાર્ય ચાલે,

(૮) ઉપરના ઠરાવો. અને નિયમોમા ફેરફાર કરવો અગર કોઇ ઠરાવ રદ કરવો કે નવો ઠરાવ ઘડવો તે કાર્ય વાહકમંડળ અને મહાપંચની સત્તામા છે.

(૯) સભામા પ્રમુખની રજા સિવાય કોઇએ બોલવું નહિ, તેમજ કોઇની લાગણી દુખાય કે અંગત આક્ષેપો આવે એવું બોલવા દેવામા આવશે નહિ, અને એવું વર્તન ચલાવનારને ગુનેગાર ગણી રૂ ૧ તેની પાસે દંડ લેવામા આવશે.

બ્ર૦ લ મો મહામંત્રી
ચ૦ બ્ર૦ પ્ર૦ ગોળ૦

# કામ (સત્તા) સોંપ્યા બાબત.

સંવત ૧૯૮૨ ના કારતક વદી ૧૪ તા ૧૫-૧૧ ૨૫ના રોજ **નાપા ખડકીના બ્રહ્મભટ્ટ. લલ્લુભાઈ મોતીભાઈ માસ્તરને** અમો ગામ, નાપા ઝારોળા, ગમોલ, ચાગા, મેળાવ, સોજીત્રા અને દાવોલ આ સાતે ગામના એકડા (ગોળ) ના પંચ તરફથી નીમાયલા પ્રમુખ-બ્રહ્મભટ્ટ. જેભાઇ મોતીભાઇ ઝારોળાના તે આથી લખી આપીએ છીએ કે આપણા ગોળ તરફથી તમોને મહામંત્રી નીમવામા આવ્યા છે અને તમોને, ઠરાવો, નિયમો વગેરે જ્ઞાતિ હિત સબંધી બાબતો છપાવવા વગેરેની સંપૂર્ણ સત્તા આપવામા આવે છે. આ સત્તા તમોને સભાની રૂબરૂ સર્વાનુંમતે વડતાલ મુકામે આપવામા આવી છે તે ખરી છે. અને છપાવવા વગેરેના ખર્ચ માટે તમોને પંચ તરફથી. આપણા નવા ફંડમાથી રૂ. ૨૫) અંકે પચીસ આપવામા આવ્યા છે. અને વધુ ખર્ચ જે થશે તે તમોને મજરે આપીશું તા સદર.

બ્રહ્મભટ્ટ૦ જેભાઇ મોતીભાઇ

સહી, દા પોતે

ચરોત્તર બ્રહ્મભટ્ટ. જ્ઞાતિહિતવર્ધક પ્રથમ-ગોળના-પ્રમુખ.

## —:प्रभातीयुं:—

" જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમા કોણ જાશે ?
ત્રણસેંને સાઠ ગોવાળ ટોળે મળ્યા.
વડોરે ગોવાળિયો કોણ થાશે ?—જાગને૦
દહીં તણા દહીંથરાં, ઘી તણાં ઘેબરા,
કઢિયેલા દૂધ તે કોણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કોણ વ્હેશે ?—જાગને૦
જમુનાને રે તીરે ગોધેન ચરાવતાં
મધુરી શી મોરલી કોણ વાશે ?
ભણે મ્હેતો નરસૈંયો ગુણ ગાઇ રીઝીયો,
બૂડતા બાહેડી કોણ સ્હાશે ?—જાગને૦

## " કવિરાજો ! ઉંઘમાંથી ઉઠશોકે ? "

### ગઝલ.

ઉઠો બારોટ બન્ધુઓ, જમાનો આ નથી જુનો.
જમાનો છેક બદલાયો નથી આ " ભાઇ-બાપુ " નો.
કહ્યું છે ભર્તૃહરિએ શું ? વિચારો તે જરા બન્ધુ !
હતા પૂર્વે કવિરાજો, ગુમાવ્યું આજ કા સંધું ?

**केयूरा न विभूषयंती पुरुष हारा न चंद्रोज्वला ।**
**न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मुर्द्धजा ।**
**वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।**
**क्षीयंते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणं ॥**

ત્હમે સૌ ચંદના ચેલા, ત્હમે સૌ ગંગના શિષ્યો !
ત્હમે સંજય તણા સાથી ! સુતેલા કયા સુધી રહેશો ?
ત્હમે ક્ષત્રિયના સાથી બની સંગ્રામમા ફરતા,
હવે અજ્ઞાન શત્રુને શુરા થઇ કા નથી હરતા ?

**अन्नदानं परं दानं विद्यादानमतःपरम्**
**अन्नेन क्षणिकातृप्ति यावज्जिवंतु विदया ॥**

લુટાવો છો ત્હમે લાખ્ખો જમણવારો કરી નાણાં,
ઘીની રેલાવીને નીકો ત્હમે ઉજાવતા ટાણાં,
પરન્તુ પુત્રને દેવા ભૂષણ વિદ્યાતણું સુંદર,
બનો દાતા-શુરા- બન્ધુ સમુહ જ્ઞાતિતણા અંદર.
લગાડો નામની સાથે ત્હમે સૌ " સિંહ " છો બન્ધુ.
ખરેખર " સિંહ " થાવાને જીવન અર્પો અને સન્ધુ
ભણાવો બાળકોને ને કવિરાજો બનાવી દયો !
વળી ઇંગ્લિશ ડીગ્રીઓ પરિશ્રમથી લગાડી દયો !
બને બી. એ. અને એમ. એ, દિપાવા નિજ જ્ઞાતિને,
અભણ ને આળસુ રહીને ન શરમાવો, સુજ્ઞાતિને,
ભણ્યા વિણુ ના જડે ઉદ્યમ મળેના માન દરબારે,
કસુંબા પી પડયા રહેવું ન શોભે નિત્ય ઘરબારે.
ઘણું ખાધુ, ઘણું પીધુ, ઘણો વૈભવ તમે જોયો,
પરંતુ આળસુ થઇને પડયા રહીને બધો ખોયો !
ફરી જાગો, ફરી ઉઠો; ભુલ્યા ત્યાંથી ફરી ગણવા,
પડેલું ઘર ફરી ચણવા, ફરીને વૈભવી બનવા.
મળેજો પાઇ તો પાઇ મળે પૈસો ! ભલે પૈસો.
થજું જે હોય તે આપો, ભણાવા જ્ઞાતિના બાળો. (અં. લ-કવિ.)

# કાર્ય વાહક મંડળના ગામવાર મેમ્બરો.

**નાપા.**

૧ રા. બ્ર૦ જીવાભાઇ હરિભાઈ–મંત્રી
૨ ,, ,, પ્રલ્હાદ ભાવસીંગ–,,
૩ ,, ,, તળશીભાઈ કુંવરજી––
૪ ,, ,, તળશીભાઈ ગલાબસીંગ–
૫ ,, ,, મહોબત દોલતસીંગ–
૬ ,, ,, શામળભાઇ મોતીભાઇ
૭ ,, ,, મોતીજી જીજીભાઇ–

**ઝારોળા**

૧ રા.બ્ર૦ ભીખાભાઇ રામદાસ–મંત્રી
૨ ,, ,, ગોરધન પરભુદાસ–
૩ ,, ,, દાદાભાઇ મહોબતસીંગ–
૪ ,, ,, રણછોડ બાબરભાઈ
૫ ,, ,, તળશીભાઈ રણછોડ.
૬ ,, ,, હરગોવિંદ શિવલાલ.
૭ ,, ,, મોહનભાઇ કેદારજી
૮ ,, ,, છોટાભાઇ પથુભાઇ.

**દાવોલ.**

૧. રા. બ્ર. તળશીભાઇ પરસોતમ. મંત્રી

**નીસરાયા**

૧. રા. બ્ર. દાભાઇ દામોદર મંત્રી

**રામોલ.**

૧ રા, બ્ર૦ શંકરભાઈ કાળીદાસ–મંત્રી
૨ ,, ,, મોતીજી ભવાનજી.
૩ ,, ,, નાથાભાઇ બહેચર
૪ ,, ,, લલ્લુભાઇ દામોદર

**ચાંગા.**

૧– રા. બ્ર૦ મોહનભાઇ ગલાભાઇ
૨– રા. ,, પ્રલ્હાદ મોહનજી.–મંત્રી

**મેળાવ.**

૧– રા. બ્ર૦ શિવાભાઇ મહોકમ–મંત્રી
૨– રા. ,, ગોકળભાઇ સવદાસ.

**સોજીત્રા.**

૧–રા. બ્ર૦ ચતુરભાઇ કુબેરભાઇ મંત્રી
૨. રા. ,, પરસોતમ મોહનભાઇ–મંત્રી.
૩–રા. ,, મોતીસીંગ ગોવિંદભાઇ
૪. રા. ,, લલ્લુભાઇ હરિભાઇ
૫. રા. ,, હાથીભાઇ હરિભાઈ
૬–રા. ,, શંકરભાઇ તળશીભાઇ
૭–રા. ,, મથુરભાઇ બાબરભાઇ
૮–રા. ,, ગોવિંદભાઇ હરખજીભાઇ

---

૧ ઉપરના સદ્‌ગૃહસ્થોને તેમના ગામના પંચે વધુમતે મેમ્બરો, નીમ્યા છે. તેમજ ગામવાર એકેક મંત્રી પણ તેમણેજ ઠરાવી આપ્યા છે.

૨:—ઉપરાન્ત નીચેના સદ્‌ગૃહસ્થોને તેમને લાયક જગા ઉપર, સદર કાર્યવાહક મંડળે સર્વાનુમતે ચુંટી હોદ્દેદાર બનાવી પોતાની ફરજ અદા કરવા પ્રેર્યા છે.

## —:હોદ્દેદારો:—

૧—રા. બ્ર. જેભાઈ મોતીભાઇ. ગામ—ઝારોળા.
ચરોત્તર—બ્રહ્મભટ્ટ-જ્ઞાતિ, હિત, વર્ધક, પ્રથમ, ગોળ.

**પ્રમુખ**

૧—રા—બ્ર. મોતીભાઇ મહોબતસીંગ-ગામ-નાપા.
૨—રા. બ્ર. પ્રલ્હાદસીંગ ગુલાબસીંગ-" "

**ચ. બ્ર. પ્ર. ગોળઃ—ઉપ પ્રમુખો.**

૧—રા. બ્ર. લલ્લુભાઇ મોતીભાઇ. ગામ-નાપા.

**ચ. બ્ર. પ્ર.ગોળ. મહામંત્રી.**

૨—રા. બ્ર. ખોડાભાઇ વજેસીંગ ગામ-ચાગા.

**ચ. બ્ર. પ્ર. ગોળ—:ઉપ મંત્રી.**

૧:—સાત ગામના પંચમાંથી નિમાયલા કુલ્લ, ૩૩ ) મેમ્બરો તથા. ૫ ) હોદ્દેદારો, મળી એકંદર, ૩૮ ) ગૃહસ્થોનું. એક કાર્ય વાહક મંડળ થયું છે, તેમને ગોળની કુલ્લ સત્તા આપવામા આવી છે.

૨:—આ નિમાયલા નેતાઓ. પોતાની ફરજ ખરા અંતઃકરણથી અદા કરી જ્ઞાતિ ઉન્નતિના સર્વે શુભ કાર્યોનો જલદી અમલ કરાવી પોતે યશ પ્રાપ્ત કરો એવી મહાન વિભુ પાસે પ્રાર્થના છે ?.

તુલસી આ સંસારમેં, ભાત ભાતકે લોક,
સબસે હીલ મીલ ચાલીએ, નદી, નાવ સંજોગ.

## કાર્યવાહક મંડળ (કમીટી)ના સભ્યો નિમાયા બાબત તેમની સહીઓ.

બ્ર૦ જેભાઈ મોતીભાઇ સ૦ દ૦ પોતે
બ્ર૦ મોતીભાઈ મહોબતસીંગ સહી દા–લ મો૦

| | | |
|---|---|---|
| બ્ર૦ | પ્રલ્હાદસિંહ ગુલાબસિંહ | સ૦ દ૦ પોતે |
| બ્ર૦ | લલ્લુભાઇ મોતીભાઇ | સહી દા પોતે |
| બ્ર૦ | ખોડાભાઇ વજેસીંગ | સહી દા પોતે |

---

| | | |
|---|---|---|
| બ્ર૦ | શિવાભાઇ મોકમભાઇ | સહી દા બ્ર૦ ગોકળ સવદાસ. |
| બ્ર૦ | ગોકળ સવદાસ | સહી દા પોતે |
| બ્ર૦ | મોતીલાલ ગોવિંદજી | સ૦ દા પોતે |
| બ્ર૦ | લલ્લુભાઇ હરિભાઇ | સ૦ દા પોતે |
| બ્ર૦ | ચતુર કુબેર, | સહી દા મોતી ગોવિંદજી. |
| બ્ર૦ | મથુર બાબર | સહી દા ગોવિંદ હરખજી. |
| બ્ર૦ | ગોવિંદભાઇ હરખજી. | સ૦ દા પોતે |
| બ્ર૦ | હાથીભાઇ હરિભાઇ | સ૦ દા શંકર તલશી |
| બ્ર૦ | શંકર તલસીભાઇ | સ૦ દા પોતે |
| બ્ર૦ | પુરુષોતમ મોહનલાલ | સ૦ દા પોતે |
| બ્ર૦ | મોતીભાઇ ભવાનભાઇ | સહી દા પોતે |
| બ્ર૦ | નાથાભાઇ બહેચરદાસ | સ૦ દા પોતે |
| બ્ર૦ | શંકરભાઇ કાળીદાસ | સ૦ દા પોતે |
| બ્ર૦ | લલ્લુભાઇ દામોદર | સ૦ દા શંકરભાઇ કાળીદાસ. |
| બ્ર૦ | દાભાઇ દામોદર | સહી દા પોતે |
| બ્ર૦ | જીવાભાઇ હરિભાઇ | સ૦ દા પોતે |
| બ્ર૦ | તળશી કુંવરજી | સ૦ દા પોતે |
| બ્ર૦ | મોબતસંગ દોલતસંગ | સહી દા પોતે } દા જીવાભાઇહરિભાઇ |
| બ્ર૦ | મોતીભાઈ જીજીભાઇ | સહી દા પોતે } દા જીવાભાઇહરિભાઇ |
| બ્ર૦ | સાંમળ મોતીભાઇ | સહી ત્રણેના } દા જીવાભાઇહરિભાઇ |
| બ્ર૦ | ગોરધન પ્રભુદાસ | સ૦ દા પોતે |
| બ્ર૦ | પ્રલ્હાદ ભાવસંગ | સ૦ દા પોતે |
| બ્ર૦ | ભીખાભાઇ રામદાસ | સ૦ દા પોતે |
| બ્ર૦ | રણછોડભાઇ બાબરભાઇ | સહી દા ભીખાભાઇ |
| બ્ર૦ | મોહન કેદારસંગ | સહી દા તલસી રણછોડ |
| બ્ર૦ | તલશી રણછોડ | સહી દા પોતે |
| બ્ર૦ | હરગોવન સીવલાલ | સહી દા પોતે |
| બ્ર૦ | છોટાલાલ પથુભાઇ | સહી દા પોતે |

| | |
|---|---|
| બ્ર૦ મોહનભાઇ ગલભાઈ | સ૦ દા પોતે |
| બ્ર૦ પ્રલ્હાદજી મોહનજી | સ૦ દા પોતે |
| બ્ર૦ તળશીભાઇ પુરુષોતમદાસ | સહી દા પોતે |
| બ્ર૦ દાદાભાઇ મહોબતસંગ | સ૦ દા પોતે |
| બ્ર૦ તળશીભાઇ ગલાબસીંગ | સ૦ દા. પોતે |

" તૂટે જંજીર લોખંડની, તમારી આત્મ શ્રદ્ધાતો,
દિવાલો દુર્ગની તૂટે, તમારી આત્મ શ્રદ્ધાતો, "

**देशाटनं पंडित मित्रताच, वारांगना राजसभा प्रवेशः**
**अनेक शास्त्राणी विलोकितानी, चातुर्य मूळानी भयंती पंचः**

ભાવાર્થ:-" દેશાટણ, પંડિતની મિત્રાઇ, વારાગના, રાજસભામા જવર અવર, અનેક શાસ્ત્રનું અવલોકન કરવું, એ પાંચ ચતુરાઈના મૂળ છે."

બ્ર૦ લ મો

# --:બંધારણ ફરજ અને વહીવટ:--

**ખરો આગેવાન કોણ:—अ.** સમાજની સેવા કરવાની પ્રબળ ઇચ્છાવાળો, **ब**. પોતાની સ્થિતિ અને જ્ઞાતિ તેમજ દુનિયાની સ્થિતિ એ બન્નેનું બારીક જ્ઞાન હોવું જોઇએ. **क**-સેવા કરવામાટે દ્રવ્ય અને સમયનો ભોગ આપી શકે એવી જોગવાઈ હોવી જાઇએ. **ड**-સમાજ (સભા) પર વજન પાડી શકે અથવા સમાજનુ આકર્ષણ કરવાની શક્તિ. એક ઇચ્છા બળવાળો એકલો હોવાછતા લાખો માણસોની સમાજ (સમુહ) ને દોરવા શક્તિમાન છે. જેનામા આવા થોડા ઘણા ગુણો હોયતેવાને આગેવાન નીમી કામ ચલાવી લેવું.

## સાથે રહી કામ કરો.?

### અને ત્રણ વર્ગમાં કામને વહેંચો.?

અજ્ઞાનતા અને અભાવવાળાજ સારા આગેવાનો, કે જથો, ગોળ અને સંઘથી છુટા પડે છે.

**अ**. ધેનાઢ્ય (પૈસાવાળા)—દાનઆપો.?

**ब**. કેળવાયલો વર્ગ-પોતાની બુદ્ધિ અને **અનુભવનો** લાભ આપો.?

**क**. સામાન્ય વર્ગ-ઠરાવો. નિયમો અને બંધારણનો અમલ કરવામાં

બનતી સહાય આપો, મૂખ્યત્વે-કેળવાયલાઓ ઉપર સફળતાનો આધાર રહેલો છે.

## વહીવટ:—

अ:—પ્રમુખને રૂ. ૫ ) સુધી જ્ઞાતિ હિતનાકામમા વાપરવાની સત્તા છે. એથી. વધારે એટલે. રૂ. ૫૦ સુધીના ખર્ચ માટે ગોળના ગામો પૈકી જેઓને મંત્રી નીમવામા આવ્યા છે. તેમની સલાહ લઈ ખર્ચ કરવું અને એથી વધારે ખર્ચ કરવા માટે કાર્યવાહક કમીટીની મંજુરી મેળવવી.

ब મહા-મંત્રીને રૂ. ૫ ) સુધી વાપરવાની સત્તા છે. અને રૂ. ૨૫ સુધીના ખર્ચ-માટે-પ્રમુખની મંજુરી મેળવવી. અને એથી વધારેના ખર્ચ માટે કમીટીની મંજુરી મેળવવી.

क. રૂ. ૧ ) અને એથી વધારેના ખર્ચની પાવતી રાખવી.

ड-કાર્યવાહક.-કમીટી-કે જનરલ કમીટી ( મહાપંચ )ની બેઠક પ્રસંગોપાત મેળવવાની જ્યારે જરૂર પડે ત્યારે પ્રમુખની પરવાનગીથી-મહા મંત્રી ગામ વારના મત્રી અને અગ્રેસરોને ઓછામા ઓછા પાચ દિવસ અગાઉ ખબર આપે તાત્કાલીક સભા બોલાવવાની જરૂર હોય તો નિયમનો બાધ કાઢી શકાશે નહિ-એક દિવસ અગાઉ પણ ખબર મળ્યેથી. બોલાવેલે સ્થળે જવું જોઈશે.

इ. વરસમા એક વખત. જનરલ સભા મેળવવી. અને ખાસ કારણ હશે તો ગમે ત્યારે મેળવી શકાશે.

य કાર્યવાહક. સભા વરસમા ઓછામા ઓછી બે વખત. મેળવવી. અને તે વખતે મંત્રીઓએ તેમજ. મહા મંત્રી; અને પ્રમુખે પોતે કરેલા ખર્ચનો હિસાબ રજુ કરી મંજુરી મેળવવી. અને ગામના મંત્રીઓએ પોતાના ગામનો હિસાબ રજુ કરવો.

न:—કાર્યવાહક સભા વખતે કુલ્લે સભાસદો પૈકી-⅓ હાજરી થયેથી, કામ ચાલુ કરવામાં આવશે. ને વખતે હાજર પૈકી ના ⅔ ઉપરાંન્ત મત મળ્યેથી કામ વધુ મતે પસાર થયેલું ગણાશે.

म:—પ્રમુખ કે ઉપ પ્રમુખ પાસે આપણા ગોળના ફંડની રકમ મહા-પંચના નામે જમા મૂકવી. તેનું ખાતું પડાવી તે ચોપડી કાર્યવાહક મંડળ પૈકીના કોઇ સદ્ગૃહસ્થ ને ત્યા મૂકવા વધુમતે ઠરાવવું અગર મંડળ ઠરાવે એવી નિર્ભય જગાએ ફંડની રકમ અને ખાતાની ચોપડી મૂકવાને બાધ નથી.

त:—મહામંત્રી પાસે-મહાપંચના ફંડની રકમમાથી રૂ. ૫૦) જમા રાખવા કે જરૂર વખતે છપામણી વગેરે ખર્ચ માટે હરકત પડે નહિ.

ઙ:--કાર્યવાહક મંડળ પૈકીનો કોઇપણ મેમ્બર અગર હોદ્દેદાર પોતાની જગાનું રાજીનામું આપે તો સભા વખતે તે ગામના મંત્રીએ અગર મહા મંત્રીએ રજુ કરવું (લેખી) અને રાજીનામું વધુ મતે મંજુર થાય તો તેમની જગાએ બીજા લાયક ગૃહસ્થની નીમણુંક- સભા વખતે કાર્યવાહક મંડળે વધુ મતે કરવી.

ગઃ—સભા વખતે **પ્રમુખની** ગેરહાજરીમાં ઉપપ્રમુખને તે સ્થાન આપવું. અને ત્રણેની ગેરહાજરી હોયતો મંડળમાના હાજર રહેલા ગૃહસ્થો પૈકી લાયકને તે જગા આપવી.

ણ:—**મહામંત્રી**ની ગેર હાજરીમા ઉપ મંત્રીને કામ સોંપવું અને તે બન્ને હાજર ન હોય તો બીજા લાયકને કામ ચલાઉ નીમી તેનાથી કામ લેવું

# ફંડ અને તેની વ્યવસ્થા.

૧. સંવત ૧૯૮૨ ના કારતક વદી–૧૪ ના રોજ વડતાલ મુકામે સાત ગામનું પંચ ભેગું થઈ સર્વાનું મતે ઠરાવીએ છીએ કે આપણા પંચના ફંડની રકમના ગામ નાપામા. બ્ર. ભાવસીંગ જીભાઇને ત્યા રૂ. ૧૦૦) તથા ઝારોળાના બ્ર૦ મોહન કેદારને ત્યા રૂ ૬૦) છે તે બન્ને રકમો ઉપાડી વડતાલ મુકામના પંચના ખર્ચમા આપવી. અને ખૂટતા રૂપીઆ નવા ફંડમાથી આપવા.

૨—ઉપરના રૂપીઆ બાબત વાધો પડે ને બાકી રહેલા ગામોને જવાબ દેવો પડે તો આજ રોજ બીજો જે ઠરાવ આપણા નવા ગોળમા ફંડ જોઇએ તેને માટે સાતે ગામમાં ગામ દીઠ રૂ. ૪૦) નું ઉઘરાણું કરી રૂ. ૨૮૦) ની રકમ ભેગી કરી છે, તે રકમમાથી ઉપરના ખર્ચમા ખૂટતા રૂપીઆ આપી બાકી વધે તે રૂપીઆ ઝારોળાના બ્ર૦ જેભાઇ મોતીભાઇને ત્યા પંચનાનામથી જમા મૂકવા કે જરૂર પડે પંચની સંમતીથી લેઈ શકીએ અને વાધાનો જવાબ દઇએ, ખર્ચમા આપતા જમા મૂકેલા રૂપીઆ ઉપર આપણા નવા ગોળના બધાનો સરખો હક્ક છે. આ રૂપીઆનું ઠરાવ મુજબ ખાતુ પડાવી તે રામોલના બ્ર. લલ્લુભાઈ દામોદરને ત્યા મૂકયું છે. આ ઠરાવ સર્વાનુંમતે પસાર થયો હતો.

બ્ર. દાદાભાઇ મહોબતસીંગ-સહી દા. પોતે
બ્ર. લલ્લુભાઈ દામોદર સહી દા. પોતે
બ્ર. શંકરભાઇ કાળીદાસ સહી દા. પોતે
બ્ર. નારણુ જીજીભાઇ સઈ દા. પોતે
બ્ર. લલ્લુભાઇ મોતીભાઇ સહી દા. પોતે નાપા.
બ્ર. ગોકળ સવદાસ સહી દા. પોતે
બ્ર. લલ્લુભાઇ હરિભાઈ સહી દા. પોતે
બ્ર. પુરૂષોત્તમ મોહનલાલ સહી દા. પોતે
બ્ર. તળશીભાઇ પુરૂષોત્તમ સહી દા. પોતે

## બોલ્યુ વચન પાળવા વિષે.

ગઝલ

"બોલી વચન પાળે નહિને, કૉલ તોડે બાપનો;
વિશ્વાસ તેનો કો કરે, સારો ભરૂસો સાપનો.
હોય ખરો કુળવાન જે નિજ ટેકને છોડે નહિ,
શિર જાય તો પણ શું થયું, દઇ કૉલને તોડે નહિ.
સરતો કરે છે સ્નેહથી, આવે સમય જો હારવા,
એ બોલ થાયે બાયલા, શરતો કરે ઝખ મારવા.
આપે શિખામણ અન્યને, પણ બોલ બોળે આપનો,
" તે જીંદગીમા ધૂળ છે જો. કૉલ તોડે બાપનો.
આપ્યું વચન તે પાળવાને, હરિશ્ચંદ્ર દુઃખ પામ્યો ખરે;
વિક્રય કરી સુત, નારનો, પોતે રહ્યા નીચને ઘરે.
બોલ્યું વચન તે પાળવાને, બળીરાય પાતાળે વસ્યા,
પાંડવ ગયા વનવાસ પણ તે, સત્યથી ડગ ના ખસ્યા.
આપ્યું વચન તે પાળવાને પ્રાણ છોડયો દશરથે,
ગુણો ગવાયા સૃષ્ટિમાં, કવિઓ કવિતામાં કથે,
વાણી વદે શંકર સદાજો, બોલ બોલ્યો પાળશે.
કિરતાર કરશે. સહાયરે, જો ટેકને સંભાળશે,"

શ્રી ૧૧

## પંચના ફંડની રકમનું સરવૈયું. સંવત ૧૯૮૨

**જ**

૨૩૪૦) અગિયાર ગામના પંચની જે સીલક છે તે ચ. ભ. પ્ર. ગોળની માહીતીના પાને ૮) મે બતાવ્યા મુજબ

૨૮૦). વડતાલ મુકામે ૧૯૮૨ ના કારતક વદી ૧૪ ના રોજ નવું ફંડ કર્યું તે. સાત ગામના ગોળે.

કુલ રૂ. ૨૬૨૦)

આ જમા ખર્ચનો હિસાબ મારી માહીતી યાને જાણ મુજબ સર્વે. ભ, ભાઇઓની જાણ માટે બહાર પાડવામા આવે છે તેમા કંઇ ભૂલ જણાય તો સુધારી વાચશો અથવા લખી જણાવશો તો હું તેમા સુધારો કરી ખરી હકીકત જાહેરમા લાવવા પ્રયત્ન કરીશ તા. ૨૭-૧૧-૨૫

મહા મંત્રી

લ. મો.

**ઉ**

૩૦૦) ભ. ગલાબસીંગ ભડાધરસીંગ પાસે છે. ગામ વટાવ.

૧૫૦૦) ભ. પ્રહ્લાદશંકરભાઈ બીનસામળપાસે છે-ભાટીએલ

૮૦) ભ. મોહનભાઇ ગલભાઇ પાસે છે.—ભાટીએલ.

૩૦૦) ભ. મોહનભાઈ સંતોક પાસે છે.—ફાગણી

૨૩૬) વડતાલ મુકામે સાત ગામના પંચના ખર્ચમાં વપરાયા તેની વિગત.

૬૦) ભ. મોહનભાઈ કેદારજી પાસેથી—ઝારોળા

૧૦૦) ભ. ભાવસીંગ જીભાઇ પાસેથી—નાપા.

૭૬) સાત ગામના ગોળના નવા ફંડમાંથી ખુટતા ખર્ચ માટે લીધા છે.

૨૦૪) ભ. જેભાઇ મોતીભાઇ ઝારોળા વાળાને ત્યા

૧૭૯) જમા મુકયા છે તે—વડતાલ મુકામના સાત ગામના પંચના નવા ફંડમાથી વધ્યાતે.

૨૫) ભ. લલ્લુભાઈ મોતીભાઇ નાપાવાળાને ઠરાવ માહિતી વિગેરે છપાવવા માટે આપ્યા તે.

કુલ રૂ. ૨૬૨૦

### સુધારો

તા. ક. ઉપરના બતાવેલા ખર્ચ ખાતામા ઝારોળાના બ્ર. મોહનજી કેદારજી પાસેથી જે રકમ રૂ. ૬૦ ની વસુલ થઇ છે એમ લખ્યું છે. તે રકમ તેમણે આપી નથી આપવા કહેલું ( ઝારોળાના પંચને ) પરંતુ તેઓ તેમના એચાર ઘરો સાથે બાતલ કરેલા ત્રણ ગામ ( ફાંગણી, વટાર અને ભાટીએલ) જોડે ભળ્યા છે તેથી તે રકમ જેમની તેમ બીજીરકમો સાથે બાકી છે એમ સમજવું તા. ૯—૧૨—૨૫

બ્ર. લ. મો.

---

## —: ઉદ્દેશો :—

## ચરોત્તર બ્રહ્મભટ્ટ જ્ઞાતિ હિતવર્ધક પ્રથમ ગોળ.

(૧) પોતાના તેમજ જ્ઞાતિના બાળકોને પોતાથી બનતી કોશિષે ( તન, મન, ધનથી ) મદદ કરી, તેઓ કેળવણીમા આગળ વધે અને તેમની અજ્ઞાનતા દૂર થાય એવી સદ્‌ભાવના હંમેશા મનમા રાખવી. અને તેનો અમલ કરવા તથા મદદ કરવા ઢીલ કરવી નહિ.

(૨) ગોળ કે એકડા પૈકીના બદ્રસ્થાનોમાં બાળ લગ્ન તેમજ કજોડાં થાય એ ઇચ્છિવા યોગ્ય નથી–આ બાબત બનતા ઘલાજો લેઇ તે થતા અટકાવવા. તથા–એક સ્ત્રી હયાત છતાં બીજી પરણવી નહિ.*

---

***બે પત્નીના પતિની દશા.**

" જોડકણા "

જુની માગે બાજરીને, નવી માગે ઘઉં;<br>
ઘરમાં રાડો કજીઆ કરે, ક્યાથી લાવી દઉં.<br>
મારા બાપ ક્યાથી વળગ્યું આ પાપ૦<br>
જુની મારે જોડેથીને, નવી મારે બહુ;<br>
સૌને ભાઇઓ વિનવી કહું છું, બેના કરશો વહુ.<br>
મારા બાપ કયાંથી વળગ્યું આ પાપ

(૩) ગોળમા કન્યા વિક્રય બંધ કરવા જે નિયમો (ઠરાવો) મહાપચે મંજુર કર્યા છે તેનો પૂરેપૂરો અમલ કરવો. તે સાથે વર વિક્રયપણ બંધ કરવામા આવે છે.

(૪) ખર્ચ કમી કરવાના જે ઠરાવો મંજુર કરવામા આવ્યા છે તેને ચુસ્તપણે વળગી રહી તેનો સંપૂર્ણ અમલ કરવો

(૫) ગોળના બંધારણથી ઉલટું વર્તન કોઇએ રાખવું નહિ અને તેવું કાર્ય કરનારને પહેલેથીજ રોકવો.

(૬) ઇર્ષા, ઝેર, વેર, મિથ્યાભિમાન, દુર્વ્યસન, અને દુષ્ટરિવાજો. કાઢી નાખવા બનતા ઇલાજો લેવા.

(૭) સંપ અને સદ્ભાવના વધારી સંપબળ એકત્ર થવા પ્રયત્નો ચાલુ રાખવા

(૮) બ્રહ્મભટ્ટો ( બ્રાહ્મણો )થી ઉત્તરતી કોઇપણ જાતિ ( કોમ ) સાથે ભોજન વહેવાર રાખવો નહિ.

(૯) બ્રાહ્મણીઆ ( ચોખ્ખી ) રસોઇ હોય અને નોતરૂ (આમંત્રણ ) હોય અને આપણું માન સચવાય અને બાધના આવે એવે સ્થળે હોય તો જમવા જવાને હરકત નથી.

(૧૦) બ્રહ્મભટ્ટ ભાઇઓ, આચાર, વિચાર, વગેરે ધર્મની બાબતોમા શ્રેષ્ઠપણું જાળવી રાખે આ બાબત પૂર્ણલક્ષ રાખવું.

(૧૧) બ્રહ્મભટ્ટ ભાઇઓએ પોતાના દિકરાને ( ૭–૯ કે ૧૧ મે વર્ષે ) વિધિસર ઉપવિત્ત ( જનોઇ ) ધારણ કરાવવુ.

(૧૨) લગ્ન પ્રસંગે ગવાતા ફટાણા ( બે શરમા–નિર્લજ ગાણા ) બંધ કરવા તેને બદલે શાસ્ત્રીય ( શોભા આપે તેવા ) ગાણાનો ઉપયોગ થવા દરેક ગામના પંચે બનતો પ્રયત્ન કરવો.

(૧૩) મરનાર પાછળ હદ ઉપરાન્ત ( કેડ બાધીને ) રડવા કુટવાનો નિંદ્ય અને હાનિકારક રિવાજ બંધ કરવો તેને બદલે ગરુડ પુરાણ કે એવી કોઇ શાસ્ત્રીય પ્રથા ચાલુ કરવી.

(૧૪) મરણ પાછળનો ગજા ઉપરાન્ત ( ફુલણજી કહેવડાવવા ) નો ખર્ચ કમી કરવો.

(૧૫) ત્રીસ વર્ષની અંદરના જુવાન ( સ્ત્રી કે–પુરૂષ) ના મરણ પાછળ ( ક્રિયા ખર્ચ )નું ભોજન જમવું નહિ.

(૧૬) વૃદ્ધના મરણ પાછળ ( ક્રિયા ખર્ચ )નુ ભોજન તેના તેરમા દિવસનુંજ જમવું.

(૧૬) મરનારની પાછળ તેના ક્રિયાખર્ચ માટે પુરતું સાધન નાહોયતો તેના વારસો પાસે માગીને કે તેને મ્હેણા ટાણા મારીને કે ચઢાવીને કરાવવું નહિ. પરંતુ ગામના પંચે ઘણીજ ઉદારતા વાપરવી અને તેના સગીર વારસકે વિધવાબાઇને તેમની સ્થિતિ કફોડી માલુમ પડેતો તેમને દરેક રીતે મદદ કરી આસ્વાસન આપવું. પચની આ ઘણીજ અગત્યની ફરજ છે.

(૧૭) ગોળ પૈકીના બધા ગામના બ્રહ્મભટ્ટ ભાઇઓ સરખા (એક માળાના મણકા) છીએ એવી ભાવના રાખવી. કોઇને હલકા ગણવાનો (કહેવાનો) કોઇને હક છેજ નહિ.

(૧૮) ગોળના હિત માટે વખતો વખત હકીકતો બહાર પાડવા-અગર જાતે જઇ ભાષણો દ્વારા સમજુત કરવા કે છપાવી જાહેર કરવા. અગર ભટ્ટ ભાસ્કરમા પ્રસિદ્ધ કરવા-મહામંત્રીને ગોળના મહાપંચે સત્તા આપી છે માટે તે કામ ઉમંગથી તેમણે ચાલુ રાખવું

(૧૯) જે હકીકતો "ભટ્ટભાસ્કર" દ્વારા બહાર પાડવામા આવે અને તે ગોળના દરેક ગામના ભાઇઓની જાણમા આવે તે માટે ગોળના બધાય ભટ્ટ સ્થાનોમા બેથી ચાર સુધી સખ્યાના પ્રમાણમા "ભટ્ટભાસ્કર"ના ગ્રાહક બનવું (પંચતરફથી) કે વખતો વખત, નવા જુની કે જાણવા જેવા ગોળ સંબંધી સમાચાર ઈલાયદા નહિ છપાવતા તંત્રીજી ઉપર મોકલવામા આવશે અને તેઓ બહાર પાડશે. જેથી સર્વે બ્રહ્મભટ્ટ બધુઓની જાણમાં આવી શકશે.

---

| અમદાવાદ-ઢાળનીપોળ<br>તા ૮-૧૨-૧૯૨૫ | બ્ર० લ મો મહા મંત્રી०<br>ચ० બ્ર० પ્ર० ગોળ० |
|---|---|

---

# બ્રહ્મભટ્ટ પુર્વજોની નામાવળી સાથે ખ્યાતિ અને આપણું કર્તવ્ય.

સુત, માગધ, બંદી રેંપાળ, સંજય, વૈતાલ. બાણભટ્ટ, શારંગધરભટ્ટ, ભટ્ટ કમળાકર, કેશવદાસ, રસિક બિહારી, વેણભટ્ટ, ચંદ, ગંગ, નરહર, ભૂષણ, બીરમલ, ધીરોભક્ત, પ્રીતમદાસ, જુગલકિશોર, જેષ્ટ, ગિરધર, બ્રહ્માનંદ, સુરદાસ, ઈન, મીન, કામરાન, અને શકર વિગેરે વિગેરે.

### બ્રહ્મભટ્ટની પાંચ શાખા

**ब्रह्मभट, महाराजा, भट्टा, वारुण, वाडवा ॥**
**ब्रह्मभट्टाः पंच रव्याताः सर्वे भारत् वसिनः ॥**

અર્થ:—" બ્રહ્મભટ્ટ, મહારાજ, ભટ્ટ, વારૂણ અને વાડવ એ પાચ આખા ભરત ખંડમા રહેનાર બ્રહ્મભટ્ટની જ્ઞાતિ છે."

આપણી બ્રહ્મભટ્ટ (બારોટ) જ્ઞાતિના ઉપર જણાવેલા પૂર્વજો પૈકી કેટલાક કવિશ્વરો. ભક્ત શિરોમણીઓ સત્યવકતા, અને સુભટ્ટા તથા મહાન વિદ્વાનો હતા. તેઓ મોટા મોટા રાજદરબારોમાં રહીને તથા પ્રભુના ગુણ ગાઇને અને જન સમુહના ઉપયોગને માટે ગ્રથો બનાવી ઉજ્વલ કિર્તિ મૂકી ગયા છે તેમના અમર નામ રહી ગયા છે. " એટલુંજ નહિ પણ " સરસ્વતેમ પુત્રો " તરીકે ઓળખાઈ ગયા છે તેમનાજ આપણે વંશજો કેવળ વિદ્યા રહિત આળસુ થઇ જવાથી તદન અધોગતિમા આવી પડયા છીએ બીજી કોમમાં જ્યારે સંખ્યાબંધ ગ્રેજ્યુએટો ( સારા અંગ્રેજી ભણેલા ) મોટા મોટા ઓદ્દાઓ ભોગવે છે, ત્યારે મહારાજાઓની સાથે દસોંદી તરીકે બેસનારા પૂર્વજોના આપણે પુત્રો તે નિર્ધન અને કંગાલ હાલતમા આવી પડી સાધારણ શિક્ષણ પણ આપણા બાળકોને આપી શકતા નથી હાલનો જમાનો એવો છે કે વિદ્યા ભણેલો હોય તેજ પૈસો, માન અને સુખ મેળવી શકે છે, અભણ અને આળસુને આ જમાનમા કોઈ મદદ કરતું નથી જેથી આપણી કોમે વિદ્યા દેવીની કૃપા મેળવવાની ખાસ જરૂર છે. "

**ओम्** શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

બ્ર. લ. મો. મહા-મંત્રી

# બ્રહ્મભટ્ટ કવિઓની પ્રસાદી [ વાનગી ]

## ૧–પ્રીતમદાસ—પ્રથમજ છે.

### કવિ ગંગ.

ઘન ઘોર ઘટા છાઈ મોર છુપે નહિ, સૂર છુપે નહિ યુદ્ધ દેખાયો;
તારે કે તેજમે ચંદ્ર છુપે નહિ સૂર્ય છુપે નહિ બાદલ આયો.
ચંચલ નારીકો નેન છુપે નહિ પ્રેમ છુપે નહિ પૂઠ દેખાયો;
રાઢ પડે રજપૂત છુપે નહિ, દાતા છુપે નહિ માગન આયો,
કવિ ગંગ કહે સુન શાહ અકબર કર્મ છુપે નહિ ભભૂત લગાયો.

## કવિ. નરહર.

નરહર ધર હર કો કરે, જનનિ સુતહિ વિષ દેત્ય.
વાર જો ખેતહી હટ ચરે, સાહુ પરધન લેય;
સાહુ પરધન લેય નાવ કરીયા ગહિ બોરે,
જો પાહરૂતે ચોર પ્રીતી પ્રીતમ હઠ ટોરે;
નૃપતિ પ્રજહિ દુખ દેય કૌન સમરથ કર ધરહર,
છત્ર પતિ અકબર શાહ, સુનો બિનતિ કર નરહર.

## કવિ બિરબલ.

પાયા હિરા લાખકા, આયા એચન કાજ;
છીના લિયા છક્કડ લગા, જો હરી દગાહી બાજ.

## કવિ વૈતાલ.

( છપ્પો ) ચંચલ કોણ ? સારૂ.

હસ્તિ ચંચલ હોય, ઝપટ મેદાન દેખાવે,
રાજા ચંચલ હોય, મૂલકકો સર કર લાવે;
પંડિત ચંચલ હોય, સભા ઉત્તર દેઇ આવે,
ઘોડા ચંચલ હોય, સ્વાર યુદ્ધ જીતાવે:
એ ચારે તો, ચંચળ ભલે, રાજા, પંડિતને ગજ, તુરિ,
**બિંતાલ** કહે સુન બિક્રમા, એક નારી ચંચલ બહુ બુરી.

## ધીરો ભકત.

કાફી.

સાઇ કહે સમજાવું રે, ઉકેલી તારી આટી;
સીધી સટ વાત છે રે, નથી ચાલ કઇ રાટી. ટેક. ૧.
અવિવેકથી એમ જણાય તુજને, ભૂલે તારા જેવા ઘણા જન:
એમા તો તારો વાક નથી કાઇ, સમજાવી દેવું કેવું તારૂં તન;
વિચારીને જોને રે, ઘાટવતી એ ઘાટી. સાઇ. ૨
વિવેક વડે તું દેહને વિચારે, એટલે જણાશે તુજને આમ;
દેહ તો ઇંદ્રિયો કેરો છે દષ્ટા, એ તો છે એનાથી જુદો તમામ,
વિવેકવડે જોજે રે, ત્યારે જાઇશ તું ખાટી. સાઇ. ૩

તું તો તેનાથી અળગો છુ અતિશે, તે કાજે દેઉં છુ દષ્ટાંત;
ઘટને જોનારો છે ઘટ થકી જૂદો, સમજી જા એવડે તું સિદ્ધાંત.
વધુ નથી કહેતો રે, આવશે નવ ઉકાટી. સાઈ. ૪
આત્માને સાક્ષીરૂપે તો જાણવો, દઢ ધરી મનનો ભાવ:
ત્યારે તો તારો પડશે પાધરો, મન ગમતો ચોપાટમા દાવ,
ધીર વીર થઇશ ધીરારે, આપ્યુ જ્ઞાન અમી છાટી. સાઈ. ૫

## કવિ ભુખણે–ઓરંગજેબ બાદશાહને સુણાવેલું
## —: સત્ય :— કવિત.

કિબ્લેકી ઠૌર બાપ, બાદશાહ શાહજહાં,
તાકો કેદ કિયો માનો, મકકે આગ લાઇહે.
બડોભાઇ દારા વાંકો, પકડકે કેદ કીયો,
મ્હેર હુન આની યાકો, માકો જાયો ભાઇહે:
બંધુ તો મુરાદ બક્ષ, બાધ ચૂક કરવે કો,
વિચલે કુરાન, ખુદાકી કસમ ખાઇ હે,
ભૂખન ભનંત વોહી સુનહું નૌરંગ એગ,
એ તહી અજાબ કીહી, પાદશાહી પાઇ હે.—૧
તસ્વી લે હાથમેં સુપ્રાત કરે બંદગીપે,
મનમે કપટમે જપે હે જાપ જપ કે;
આગરે મેં આયદારા, ચોકમે સુનાઇ દીનો,
માર્યો નિજ તાત છત્ર, છીનો લીનો છપકે.
શાહ મૂઝે ઘેર લીયો અધમ દુહાઇ કરી,
નાશ કીનો કુટુંબ, તમામ ચપ ચપકે;
ભૂખન ભનત શાહ ? ઔંદી, મતિ મંદ ભયો,
સો સો ચુઆ ખાય કે, બિલાઇ બઠી તપકે.—૨

બ્ર૦ કવિ ભુખણ.

# કવિ ચંદ.

## "तुं पर गोरी रतियं, अरुता धर गोरी तक्कियं"

( પૃથુરાજ:—તું, ગોરી ( સ્ત્રી ) સાથ રતિ સુખમાં પડ્યો છે.
પણ તારી ધરતીને ગોરી ( શાહબુદીન ) તાકે છે. )

છેલ્લી વખત શાહબુદીન સાથે લડતા પૃથિરાજે તેને એક તીર માર્યું જે તેને હાતમા વાગ્યુ પણ કાંઇ અસર ન કરતા નીચે પડી ગયું તે વખતે બોલાયલુ.

**दीन पलट्यो पलटी घडी, पलटी हथ्थ कबान;**

**पीथल एहीज पारखुं, दिन पलट्यो चहुआण.**

पृथ्वीराज કેદ પકડાયા પછી ચંદ કવિએ બાદશાહને કહ્યું કે મારો રાજા શબ્દ વેદી બાણની વિદ્યા સારી જાણે છે તે સાભળી શાહ બોલ્યો કે હું તખ્તપર બેસુને વચમા સાત લોઢાના તવા બંધાવું તે વીંધી મને બાણ વાગે તો વિદ્યા ખરી આ સાભળી પૃથ્વીરાજ ઘણો ખુશી થયો પછી ચંદ કવિએ કહ્યું કેઃ—

ચાર બાસ ચોવીશ ગજ, આગળ અષ્ટ પ્રમાણઃ
તે પર તખ્ત સુલતાનહે, મત ચુકે ચૌહાણ.

આટલે દૂર બાદશાહ બેઠેલો છે. પછી બાદશાહનો શબ્દ આવતા પૃથ્વીરાજે બાણ છોડયુ, તેણે સુલતાનના માથાને ઉડાવી દીધુ. ( કેટલાક કહે છે કે માથાનો મુગટ ઉડાવી દીધો. )

## भविष्य.

o o o o o o

**ता पीछ टोपी[1] आवही, बहु इलम कलम चलावही।**
**नारीसु राजा बज्जही, हिंदु तुरक सब भज्जसी. ॥**
**ईह तखत दिल्ली आवही, नृप[2] घर घरही सुख पावही।**
**वह धर्म राज जमावही, प्रतिपाल न्याय कहावही ॥**
**जब न्याय बंधन छूटशी, तब आप पेटा फूटशी।**
**मीली बलक[3] फाबुल[4] थट्टयं, तीजोस भूपत[5] भट्टियं ॥**
**विध्वंश दील्ली पाटयं, रही वरस खट[6] परनाटयं ।**
**सीसोद[7] दिल्ली आवही, शिर राण छत्र धरावही ॥**

पेंतीस[८] बरष प्रमानही, भोगवे हिंदुस्थानही ।
अजमेर पीर[९] सजगही, पुनि तखत दिल्लीय मंगही ॥
तुंवेरस[१०] दिल्ली घेरही, पुनि आण दिली फेरही ।
राठाड[११] दिली आवही, फिर धर्म नीत चलावही ॥

( ૧-અંગ્રેજ, ૨-રાજા, ૩-બલ્ક, ૪-કાબુલ, ૫-ભટ્ટી કચ્છનો રાજા ૬-૭, ૭-ઉદેપુરવાળા, ૮-૩૫, ૯-ખ્વાજા પીરની ઓલાદ, ૧૦-તુંવર ૧૧-રાઠોડરાજા. )

બિદ.

ख्वाजा तूं दूजी खुदाई, जुग जुग जीयो ख्वाजासांइ ॥

---

## કવિ, ઇન, મીન.

શરદ પુનમકો ચંદ ચઢ્યો આકાશ, અમીરસ બુંદ ગરિયો,
જબ ચામ ચેતન કું લગો જબહી બેલ મારન કું ગયો;
તબ શંકર, હો, હો, કીયો.
ઉંદર ખોદ ખોદ મરે, જબ પેઠ ભોગવે ભોરંગ,
બેલ ખીચ ખીંચ મરે, જબહી ચરે તોરંગ;
ઇન મિન કવિત કહે, લક્ષ પોશાક ધોબી લહે,
સુણરે સદર ગુર્જર ધણી, કરમ રેખતો ભટ્ટા તણી૦

---

## સુત પુરાણી.

આ સમર્થ રૂષી પાસે ઘણા રૂષીઓએ શાસ્ત્રાભ્યાસ કરેલો હોઇ તેઓએ "સત્યનારાયણ" ની કથાનું મહાત્મય વર્ણવ્યું છે.

# त्रिकाळी महात्मा संजय.

## धृतराष्ट्र उवाच. ॥

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥
माम काहाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

અર્થઃ—ધર્મ ક્ષેત્ર એવા કુરૂક્ષેત્ર (પાનીપત) ને વિષે યુદ્ધ કરવાની બુદ્ધિથી મળેલા મારા (પુત્ર આદિ) અને પાડવોએ શુ કર્યું ? ૧

**संजय उवाच ॥**

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधन स्तदा ।**
**आचार्य मुप संगम्य राजा वचनम ब्रवीत् ॥ २ ॥**

**સંજય** કહે છે કે—અરે ! તે સમયે પાડવોનું વ્યૂહ રચનામા સ્થાપેલું સૈન્ય જોઇને, રાજા દુર્યોધન આચાર્ય (દ્રોણગુરૂ) પાસે જઇને, આ પ્રમાણે બોલ્યા.

**पश्यैतां पांडु पुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपद पुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥**

હે આચાર્ય; પાડુના પુત્રો (પાડવો) ની આ મહાસેનાને જુઓ; કે જે તમારા ઘણા બુદ્ધિમાન શિષ્ય દ્રૂપદ રાજાના પુત્રે (ધ્રુષ્ટધુમ્ને) તેની વ્યૂહ રચના કરી છે. ૩

(ગીતા અ૦ ૧)

ચંદ છંદ પદ સૂરકે, દુહો બિહારીદાસઃ
ચોપાઇ તુલશીદાસકી, કેશવ કવિતા વિલાસ.

**પરમાત્મને નમઃ**

## विज्ञप्तिः

આખિય—બ્રહ્મભટ્ટ (બારોટ) જ્ઞાતિનો રંક સેવક આપને અરજ કરે છે કેઃ-બ્રહ્મભટ્ટ જ્ઞાતિ હિત વર્ધક પ્રથમ ગોળના ભટ્ટસ્થાનોમા તથા કોઇપણ ભટ્ટસ્થાનમા જઇ જ્ઞાતિ હિતના શુભ કાર્યોમા પોતાથી બનતી દરેક રીતે શક્તિનું સાર મદદ કરવા જિંદગીભર બંધાય છે, માટે જે જે સ્થળે અને જ્યારે, જ્યારે સેવકની જરૂર જણાય ત્યારે અગાઉથી ખબર આપ્યેથી આપ ભાઈઓની હજુરમાં સેવક બનતી તાકીદે હાજર થવા કોશિષ કરશે. એજ નમ્ર વિનતિ.

**સરનામું**
અમદાવાદ—ઢાળનીપોળ.
આશાપુરીનો ખાચો.
તા. ૧૨-૧૨-૧૯૨૫.

લી૦ બ્ર૦ જ્ઞાતિનો સદાયનો સેવક
બ્રહ્મભટ્ટ-લલ્લુભાઇ મોતીભાઇ-માસ્તર.
(નાપા—ખડકી)

## જીવ્યો કોણ (છપ્પો.)

જગમા જીવ્યો જેહ, જેણે પરદુઃખ જઇ કાપ્યા,
જગમા જીવ્યો તેહ, જેણે અણભે પદ આપ્યા.
જગમા જીવ્યો તેહ, ખ્યાત ચાલી દશ દીશે,
જગમા જીવ્યો તેહ, કુળ તાર્યું લઘુ વેશે;
જગમા તેતો નર જીવીઓ, જશે વિમળ ગુણ જાણિયો,
**શામળ**કહે જીવ્યો સપુત નર, પર કાજે દેહ પ્રાણિયો.

## (સાદો—બોધ)

કરીએ જઇને વાસ, જયા પઇસાની પેદાશ;
જંગલમા મંગલ કરે, પઇસો જેની પાસ.

☘ ☘ ☘

જો નર તું આ જગતમાં, ધનની ઇચ્છા ધાર;
તો વસજે વાસો કરી, વીશેષ જયા વેપાર.

☘ ☘ ☘

જે બેઠો છે તેનું નસીબ બેસી રહે છે, ઉભો છે તેનું નસીબ ઊભું થાય છે, સુતો છે તેનું ભાગ્ય સુઇ રહે છે અને જે હીલચાલ કરે છે, તેનું ભાગ્ય ચેતનાને પકડીને હીલચાલ કરે છે.

સજન સમા બીચારીએ, અપના કુલકી રીત.
બરાબરીસે કીજીએ, બીવાહ, બેર અઉર પ્રીતઃ

☘ ☘ ☘

સીંહ મુછ ભોરીંગ મણી, કૃપણ દ્રવ્ય સતી નાર;
જીવ ગયે પરકર જશે, તો પડપાસા પોબાર.

નંદબત્રીસી,

**અર્થઃ**-સીંહની મુંછ, ભોરીગનો મણી, પતીવૃતાનું પતીવૃત્ત અને કરપણ પાસેથી દ્રવ્ય એ સઘળા જીવતા હોય ત્યાંસુધી તો હાથ આવવાની આશા કદી રાખવીજ નહી.

☘ ☘ ☘

ગુણી જન ગુપ્ત રહે નહી; વણ મેહેનત પંકાય—
દીનકર વાદળ દળ વીષે, દાટયો પણ દેખાય.

☘ ☘ ☘

સીંહ ગમન પુરૂષ વચન, કેળ ફળે એકવાર;
ત્રિયા, તોરણને હમીર હઠ, ચડે ન બીજીવાર.

☙ ☙ ☙

શિયાળાનો તાપ, વહાલાનો મેળાપ, દુધપાકનું ભોજન અને રાજાનું માન એ ચારે અમૃત સમાન ગણાય છે.

☙ ☙ ☙

નીત્ય પ્રભાતે ઉઠવું, રાખી મન ઉમંગ;
દાતણ નાવણ આદીથી, કરવું નીર્મળ મન.

☙ ☙ ☙

નાશ થયો કે નવ મળે, તેનો તજીયે શોક;
જેનો ઉપાય નવ જડે, ફાફા તજીયે ફોક.

**મહાન સીકંદર રાજાના ચાર ફરમાનો નીચે પ્રમાણે છે. તે દરેક મનુષ્યને સમજવા જેવાં છે:—**

**ફરમાન પહેલું—**

મારા મરણ વખતે બધી, મીલ્કત અહીં પથરાવજો;
મારા જનાઝા સાથ, કબ્રસતાનમા પણ લાવજો.
**અર્થ**:-જે બહુ બળથી મેળવ્યું તે ભોગવી પણ ના શકયો,
અબજોની મીલકત આપતા, પણ એ સીકંદર ના બચ્યો.

**ફરમાન બીજું.-**

મ્હારૂ મરણ થાતા બધા હથીયાર લશ્કર લાવજો.
પાછળ રહે મૃતદેહ, આગળ સર્વને દોડાવજો.
**અર્થ**:-આખી જગતને જીતનારૂ સૈન્ય પણ રડતું રહયું.
ત્રીકાળ દળ ભુપાળને, નહીં કાળથી છોડી શકયુ.

**ફરમાન ત્રીજું.:-**

મારા બધા વૈદો હકીમોને, અહીં બોલાવજો;
મહારો જનાજો એજ વૈદોને ખભે ઉપડાવજો.
**અર્થ**:-દર્દીઓના દર્દને દફનાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની, તો સાધનારૂં કોણ છે.

**ફરમાન ચોથું:-**

ખુલ્લી હથેલી રાખતા, જીવો જગતમા આવતા;
ને ખાલી હાથે આ જગતથી, જીવ સઉ ચાલ્યા જતા.

અર્થ:-યોવન ફના, જીવન ફના; જર ને જગત પણ છે ફના;
પરલોકમાં પરીણામ ફળશે, પુન્યના ને પાપનાં.

☘ ☘ ☘

પાનીકો જંતું કહા પહેચાનત, ગ્રિષ્મકે તાપ અતી ગરદીકી.
કેસરકી કરહે કછુ કીંમત, હે નહીં પ્રીખ જહા હરદીકી.

☘ ☘ ☘

કાયર કુકલ નાહીં પરે, અરૂ શુધ નહીં મરદા મરદીકી.
બેદરદી ન પ્રબીન લહે, અબ જાનતહે દરદી દરદીકી.

☘ ☘ ☘

કરે સદા જન કરકસર, જગમા ધરે ખસુસ.
ભુખ્યો રહી ધન મેળવે, એજ ખરો કંજુસ.

## રાજનીતિ.

૧ મોટું અથવા નાનું કામ કરવાને જે ઇચ્છે છે તેણે દરેક યત્નથી કરવું એ ગુણ સીંહ પાસેથી લેવો.

૨ બધી ઇંદ્રીઓ નીયમમા રાખવી અને દેશકાળનુ બળાબળ જોઇને કામો કરવા એ ગુણો બકરી પાસેથી લેવા.

૩. ઘણો થાક હોય તો પણ ભાર સહેવા, તડકો છાયડો ન જોવો અને હંમેશ વગર હઠે સંતોષપણાથી કામ કરવું, એ ત્રણ ગુણો ગધેડા પાસેથી લેવા.

૪. વહેલા જાગવું, યુદ્ધ કરવું, કણ સંગ્રહ કરવો ને તેમાથી મીત્રોને ભાગ આપીને પછી પોતે ખાવું, એ ચાર ગુણો કુકડા પાસેથી લેવા.

૫. ગુપ્ત મૈથુન, ધૈર્ય, વખતે વખતે સંગ્રહ કરવો. સાવધાનપણાથી રહેવું; અને કોઇનો પણ વિશ્વાસ ન કરવો એ પાચ ગુણો કાગડા પાસેથી લેવા,

૬. વખતે ઘણું ખાવું ને વખતે થોડું ખાઇને સંતોષ માનવો, નીદ્રા ઘણી છતા જાગ્રત રહેવું, સ્વામીની સેવા કરવી. શુરાપણું રાખવું. અને અજાણ્યાને પેસવા ન દેવો એ છ ગુણો કુતરા પાસેથી લેવા.

☘ ☘ ☘

સ્ત્રી જે પાળે ધર્મને, નર જે પાળે કુળ;
પુત જે માને તાતને, એ ત્રણનું નહીં સુળ.

☘ ☘ ☘

સુખ દુઃખ જાણી ભાગ લે, જે નરની નેક નાર.
ગળે લગાડી રાખવી, કરી હીરાનો હાર.

☘ ☘ ☘

કુવા પછવાડે કેવડો, વાયે વાંકો થાય;
જેનો પરણ્યો ન હાથમા, તેનો જનમારો એળે જાય

☘ ☘ ☘

કાળી સ્ત્રી કપટી નહી; ગોરી નહી ગુણવાન.
ગુણ જેવા જેના જગે, તેવી તે મુલ્યવાન.

☘ ☘ ☘

વહાણે ચડીને વીચરે, સમુદ્ર રસ્તે શેઠ;
વાણોતર ને વૈતરા, કરે વીશેષે વેઠ.

☘ ☘ ☘

આગન કણુ આળસ કરે, તસ્કર જાય ન જાય,
ચાકર બીચારા કયા કરે, લુણ પરાયા ખાય.

☘ ☘ ☘

રાખ થસે રણમા બળીને બધી, કંચનના સરખી સુભ કાયા,
જાણુ જશે જુવતી ધન જોબન છે ઘડીવારની વાદળ છાયા,
મંદીર માલ મજુસ મનોહર, મેલી જવી જગમા બધી માયા,
પ્રીય સુણો દલપત કહે, શુભ કામ કરે નર તેજ કમાયા.

☘ ☘ ☘

જે જનમ્યો આ જગતમા, તે નીશ્ચે જાનાર,
જુઓ મહેલ ઉંચા ચણ્યા, કોઇ દિને પડનાર.

☘ ☘ ☘

કાળા કેશ મટી ગયા, સરવે બનીયા શ્વેત,
જોબન જોર જતું રહયું, ચેત ! ચેત ! નર ચેત !

☘ ☘ ☘

દુરજન કૃત નીંદા થકી, સજ્જન નવ નીંદાય,
રવી ભણી રજ નાખતા, આપે અંધો થાય.

☘ ☘ ☘

દારૂ દારૂણ દુઃખ કરે, અમલ કરે બેહાલ.
પરનારી પીડા કરે, ચલમ બગાડે ચાલ.
દારૂમા દુર્ગણ યથા, તાડીમા પણ તેમ,
માટે મીત્ર કરો નહી, પીવા કારણ પ્રેમ.

☘ ☘ ☘

ગયો પડી રાવણનો પણ ગર્વ, સમાપર શત્રુ થયા જન સર્વ.
નકી થયુ પ્રાણ તણું નુકશાન. ભજો ભગવાન તજો અભીમાન.

❧ ❧ ❧

જેની સોબતથી થયું. અતી દુઃખ એકવાર.
વળી તેની સાથે વસે, એ પણ એક ગમાર

❧ ❧ ❧

અંતર કેરા ઉભરા, બકીને કાઢે બહાર.
યોગ્ય અયોગ્ય જુએ નહિ. એ પણ એક ગમાર.

❧ ❧ ❧

શીખનું જોવા પારખુ, લે મુખ માહી લગાર.
મોહી વગર મોતે મરે, એ પણ એક ગમાર.

❧ ❧ ❧

છત ઝાઝી ઘરમા છતા, નામ ધરે નાદાર.
કૃપણપણું પોતે કરે, એ પણ એક ગમાર.

❧ ❧ ❧

પ્રભુ કૃપાથી પૃથ્વીપર, થઈ સુખો સરદાર,
આશીષ લે નહી અવરની, એ પણ એક ગમાર.

❧ ❧ ❧

સોમ, શીળો ને કાચબો, પર ઘેર પહોળા થાય.
આપ ઘેર અવસર અડે, તરત સંકેલી જાય.

સા. વ. માથા.
લ—મો.

---

## ગરજનું દર્દ (ગઝલ)

જહામા જન્મ તે લીધો ગરજના દર્દને માટે
તળપતા બાળ માતુને ગરજના દર્દને માટે.
બને નોકર પિતા માતા ગરજના દર્દને માટે,
પિતુ પોષી ધરે આશા ગરજના દર્દને માટે.
નમે અલ મસ્ત પંઢોને ગરજના દર્દને માટે,
નમે દુશ્મન શત્રુને ગરજના દર્દને માટે.

નમે શ્રીમંત રંકોને ગરજના દર્દને માટે,
નમે છે શૂર કાયરને ગરજના દર્દને માટે.
કરે વધ પૂત પિતાનો ગરજના દર્દને માટે,
વઢી મરતા સહોદર તે ગરજના દર્દને માટે.
ગરજ તું માવડી સૌની ગરજ તું ખલકમા રમતી,
ગરજ પકવાન સૌ જમજો ગરજ ભૂકો નહિ ભમતી.

( વિલાસી. )

---

## " આ તે હોટલ કે હત્યા ? "

પુજારી ચાહ દેવીના, પધારી હૉટલો માહેં.
વધારી વેદના આપે, હજારો કેપ પી ચાહે ૧
પથારી માહ્યથી ઉઠી, પહેરી પાઘ કે ટોપીઃ;
દિવાનાપેર દોડો છો, પિવાને ચાહ કે કૉફી. ૨
પડે છે માખીઓ જેમા, હજારો ઉડતી આવી,
ઉકાળી તેમને ભેળી, તમોને પાય છે લાવી. ૩
શકોરાં ચાહનાં ચાટી, ચિરૂટો ખૂબ ફુંકો છો;
મગાવી પાનના બીડા, મઝા જીનૂતાનની લ્યો છો. ૪
બગીચા ચાહના વાવે, વિદેશી આપણે હાથે;
રિઆવે છે છતાં તેઓ, અને લે લાજ તે સાથે ૫
બને જે રંગ રહાનો તે. બતાવે તેમનું લોહી.
પિઓ શુ હોશથી એને, મઝા માની અને મોહી. ૬
બળે છે હોઠ ને મોઢુ, કલેજૂ કોયલા થાયે;
યૂવાનો એહથી વ્હેલા, સડીને સ્વર્ગમાં જાયે. ૭
ખરાબી ખૂબ કીધી છે, જઇ હૉટેલમા આપે;
વધી જે મોંઘવારી તે, તમારી ચાહના પાપે. ૮
મળે છે ખાંડ મોઘી ને, વધ્યાં છે દૂધનાં ભાવો.
કહોને ક્યા કરે લોકો. તમારા પાપનો દાવો. ૯
તમો તો તોય પામો છો, પરાણે દૂધ ડેરીનું;
વધે છે રોગ જેનાથી, કરો શું પાન તે એનું. ૧૦

પિધેલા ચાહના પ્યાલા, ભરીને એકમાં પાણી.
ન ધોયા ધોઇને આપે, તમોને એક છો જાણી. ૧૧
સડેલા ને ગળેલાઓ, વળી ખાંસીતણા ભોગી;
લગાડી લાળ પ્યાલાને, નિરોગીને કરે રોગી. ૧૨
વિચાર્યું હૉટલો માટે, અમે આ શહેરની ત્યારે;
જણાઈ ખાંડ છો ખાડી, વરે છે ચાર મણુ બારે. ૧૩
રૂપૈયા આજના ભાવે, હમેશા ત્રીસસો જાએ;
તમે જો તે બચાવો તો, બધા સુ દૂધ ઘી ખાએ. ૧૪
સડેલું શાક ને રાશી, અનાજો હૉટલે આવે;
કરે તૈયાર તે રાંધી, તમોને કેમ તે ભાવે. ૧૫
વધેલું હોય તે વાશી. તમારી થાળીએ ઠોકે,
પડે છે એહથી માંદા સડે .. સેંકડો લોકો. ૧૬
કમાવા હૉટલો કાઢી, રૂપૈયા મેળવી લીધા;
બનાવી બંગલા પોતે, તમોને રોગીઓ કીધા. ૧૭
જશો ના કોઇ દી ત્યાંહે, પિવાને ચા કે ખાવા;
કહ્યું તે માનજો ભાઇ, સુધારો આ તો થાવા. ૧૮

" શા-કે-જ. "

# સોબત તેવી અસર—

કાજલકી કોટડીમા, કૈસોહી જતન કરે,
કાજલકી એક રેખ, લાગેહી લાગે;
દેખો એક બાગનમે, ફુલોકી બાસનમે;
કામની કે સંગ કામ, જાગેહી જાગે,
કહત હે **બિહારીલાલ**, વૈસો હમારો ખ્યાલ,
કુસંગ કો સંગ ફંદ, લાગેહી લાગે;

# આપ જાણો છો ?

| માહિતી. | નાપા | કારોળા. | રામોલ. | ચાગા. | સાજીત્રા. | મેળાવ. | દાવોલ | કુલ. | ભાટીએલ. | ફાગણી. | વટાવ | નીસરાયા. | કુલ | એકંદર કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘર સંખ્યા. | ૧૦૧ | ૧૦૧ | ૬૦ | ૩૫ | ૧૫૦ | ૩૦ | ૬ | ૪૮૩ | ૦ | ૪૫ | ૪૦ | ૩૦ | ૧૧૫ | ૬૪૮ |
| દીકરાનાં થયેલા સગપણ. | ૪ | ૩ | ૭ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૫ | આ ચાર ગામ વડતાલ સુકામેથી જુદા પડયાંછે. | | | | | |
| દીકરીના થયેલા સગપણ. | ૨ | ૫ | ૭ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૫ | | | | | | |

ઉપરના કોઠામા સગપણની હકીકત તા. ૧૮-૧૧-૨૫ થી તા. ૨૨-૧૨-૨૫ સુધીની નવા બંધારણ મુજબ છે. જેવી રીતે શુભ કાર્યનો આરંભ થયો છે; તેવોજ હંમેશા ચાલુ રહે, અને નાના મોટાનો ભેદ નહિ રાખતા સર્વને સરખા ગણી, ગોળના જે ગામોમા કાર્યનો આરંભ થયો નથી ત્યા સત્વર શરૂઆત થાય; અને આપણો ટેક સચવાય એવી પ્રભુ સર્વને સદ્બુદ્ધિ આપો ? અસ્તુ.

તા. ક રામોલ, મેળાવની માગેલી હકીકતનો જવાબ છેવટ સુધી નહિ મળવાથી સગપણ તથા ઘર સંખ્યા + ૪ ગામ સાથે અનુમાનથી લખેલી છે. તા. ૨૫-૧૨-૨૫.

બ્ર. લ. મો.--મહા મંત્રી.

ચ. બ્ર. પ્ર. ગોળ.

## —કહેવાતા ખાનદાન—

ખાનદાની ખોટીમા અમ દેશીઓ મરડાય છે,
નિજ સ્વાર્થ આગળ પુત્રીના ભાવિ અરે હોમાય છે,
પેખેન લક્ષણ વર તણા ધન કુળ બસ જોવાય છે,
થાતી ફજેતી તોય પણ ના લાજ કાંઇ અણાય છે.

## —પરપંચી પંચને—

કિંચિત્ ન્યાય ન જાનત હૈ, ઝઘડા સુનકે મનમેં સુખ પાવે,
ચોરકી ઓર કરે હદસેં શઠ, શાહકી હાથ ન ગોલા ધરાવે;
આપનો અંગ કલંક ભર્યો; નિ કલંકકે અંગ કલંક ચઢાવે,
નર્ક પરે તિનકે પરસેં, પરપંચ કરે અરૂ પંચ કહાવે;

"ધ૦ હિ૦ ત્રિ૦"

## —વિભુને વિનંતિ—

(તું મારો આધાર દયાનિધિ—રાગ)

આપ પિતા આધાર અમારા, આપ પ્રભુ, આધાર—ટેક
બાલક તારા ઇશ, અમે તો નાનકડા નિરાધાર—અમારા.
ઓથ અને આશા મોટી છે, તારી મ્હને કિરતાર—અમારા.
જ્યા જોઉં ત્યા તુંહી તુંહી વ્યાપ્યો, જય, જય, જગદાધાર—અમારા.
અકળ લીલા, અવિનાશી તારી માયા અપરંપાર—અમારા.
ગુણ શા ગાઉં શીષ નમાવુ કયા હુ કયા (તું) કિરતાર—અમારા.
બાળ તમારો, શરણે આવ્યો લેવીઘટે સંભાળ—અમારા.
આશિષ દેજો? કંઇક કૃપાળુ વિનવું વારવાર—અમારા.
ભૂલી જઇને ભૂલો કરીએ દિલડું રાખ ઉદાર—અમારા.
નીતિ, ભક્તિ, નિર્મળ ભરજે જાવું પેલે પાર—અમારા.
એક "વિનંતિ" એટલી ઇશ્વર, અમને અહી થીતાર—અમારા.
જન્મ-મરણના જાળામાથી મોક્ષ દઇ ઉદ્ધાર—અમારા.

"પુષ્પ"